## લેખકનાં બીજાં પુસ્તકો

કાવ્ય સંહિતા

દાંતની સંભાળ

સહશિક્ષણ

ગુજરાતણોની શરીરસંપત્તિ

---

## હવે પછી

નીતિ શતક [ સમશ્લોકી અનુવાદ ]

વૈરાગ્ય શતક [ „ „ ]

કાવ્ય પ્રકાશ [ પંડિત વિષ્ણુદેવ સાથે ]

---

## વિક્રેતા


૧ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તા · અમદાવાદ.

૨ આર. આર. શેઠની કંપની
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

૩ રણજીત એમ. પટેલ
ડભોડા (એ. પી રેલ્વે)

## અર્પણ

જેણે રચી પ્રખર ગ્રીષ્મની સૌમ્ય વર્ષા,<br>
જેથી ઝર્યાં ઝરણુ આ, ચરણે તમારા.

अथ सान्द्रसांध्यकिरणारुणितं हरिहेतिहूतिमिथुनं पततोः।
पृथगुत्पपात विरहार्तिदलद्धृदयस्रुतासृगनुलिप्तमिव ॥

(माघकृत शिशुपालवध)

अपि विरहमनिष्टमाचरन्तावधिगमपूर्वकपूर्वसर्वचेष्टौ।
इदमहह निदर्शनं विहंगौ विधिवश चेतन चेष्टनानुमाने ॥

(श्री हर्षकृत नैषधीयचरित)

अस्तंगतोऽयमरविन्दवनैकबन्धु—
र्भास्वान्न लंघयतिकोऽपि विधिप्रणीतम्।
हे चक्र धैर्यमवलम्ब्य विमुञ्च शोकं
धीरास्तरन्ति विपदं न तु दीनचित्ताः ॥

त्यज चक्रवाकि शोकं, बधान धैर्यं, सहस्व समयममुम्।
अयमेव वासरमणि हॆरिष्यते शापमूर्च्छां ते ॥

(सुभाषित)

# નિવેદન

એક માત્ર તંગી સિવાય જીવનની લગભગ બધીજ વસ્તુઓના તંગીના આ કાળમાં પુસ્તક પ્રકાશન માટે–તેમાં યે વળી કાવ્યનું –આ સમય ભાગ્યેજ અનુકૂળ ગણાય. પણ જીવનમાં તેમજ કુદરતમાં વસંતની અસર નીચે કેટલાંક હાસ ને સાહસ થાય છે. આ પણ એમાં અપવાદરૂપ તો નથીજ.

ઈ. સ. ૧૯૩૮માં કોલેજનાં પગથિયાં ચઢતાં 'કાવ્ય સંહિતા' નું પ્રકાશન કરેલું. હાઈસ્કૂલના વિદ્યાભ્યાસ દરમ્યાન લખાયેલાં એ કાવ્યો. આજે કોલેજ અભ્યાસ પૂરો કરી, એ કાળ દરમ્યાન લખાયેલાં કાવ્યોનો આ સંગ્રહ ભાવ, સંકોચ, હર્ષ ને નમ્રતાપૂર્વક ગુજરાતને ચરણે સાદર રજૂ કરૂં છું.

મારો મૂળ વિચાર તો આ સંગ્રહને ઈ. સ. ૧૯૪૩ માં વાંચકોના હાથમાં મૂકવાનો હતો. ૧૯૪૩ના જાન્યુઆરીમાં મારાં એકત્રીસ કાવ્યોનું એક બંડલ રાત્રે અગિયાર વાગે રીક્ષામાં ભદ્રથી પ્રીતમનગર આવતાં વચ્ચે ક્યાંક ગૂમ થયું. એની પાછળ જાહેર ખબરનું ઠીક ઠીક ખર્ચ કર્યું, પણ વ્યર્થ. એ કાવ્યો ગૂમ થતાં 'ખોવાયેલા કવિતાના બંડલને' એ એક કાવ્ય બદલામાં મળ્યું. ગૂમ થએલાં કાવ્યોમાંથી લગભગ નવ કાવ્યો રફનોટો, માસિકો ને જે તે મિત્રો મારફતે મળ્યાં હતાં. એ બધાંનો આભાર માનું છું.

એ વખતે તો મારો વિચાર એક પ્રેમકાવ્યોનો સ્વતંત્ર સંગ્રહજ છપાવવાનો હતો પણ એ વિષયનાં મોટા ભાગનાં

કાવ્યો ગૂમ થયાં, સ્મૃતિમાંથી પણ ફરીવાર લખાયાં નહીં, મૂળ ઉત્સાહ ઓસરી ગયો, અભ્યાસનું દબાણ વધતું ગયું ને ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલયે 'ગુજરાતણોની શરીરસંપત્તિ'નું પ્રકાશન પણ એ જ અરસામાં હાથ ધરી જે કૈંક થોડી નિવૃત્તિ હતી તે પણ ચોરી લીધી! આજે જીવનની શાંત પળોમાં ફરી એ પ્રકાશન હાથ ધરૂં છું.

આપણા દેહમાંથી ઘડેલાં અપત્યોના નામકરણ 'કરતાં આ માનસિક અપત્યોનો–ચાચરો (?) નો નામકરણ વિધિ કોઈ રીતેય તે ઓછો મુંઝવનાર નથી. શીર્ષક પણ કાવ્યનું જ અંગ છે. આ સંગ્રહનું નામ મેં પ્રથમ 'ચક્રવાક મિથુન' રાખેલું. એ શીર્ષક વાળું સ્વ. કાન્તનુ સુપ્રસિદ્ધ ખંડકાવ્ય છે. આ સંગ્રહમાં એ નામધારી એક પણ કાવ્ય નથી. 'ચાત્રિક' ને 'પરિમલ' ના તખલ્લુસથી લખતા મારા સ્વ. મિત્ર શ્રી ઉમેદભાઈ આર. પટેલનાં ૫૦ કાવ્યો ને મારાં કેટલાંક કાવ્યો આ સંગ્રહમાં સામેલ કરવાનો શરૂમાં વિચાર હતો. મારા ઘણા મિત્રોને મારો આ વિચાર ગમ્યો નહીં. સ્વર્ગસ્થનાં કાવ્યોનું સ્વતંત્ર સંપાદન કરવું અને મારે સંગ્રહ જૂદોજ પ્રસિદ્ધ કરવો એવો મત પડયો. મિત્રોના મતનો સ્વીકાર અમલ થાય તે પહેલાં સ્કેચ તૈયાર થઇ ગયેલો. બાકી બે મિત્રોના સંયુક્ત સંગ્રહને એ નામ આપવા ધારેલું.

સંગ્રહમાં લગભગ બધી ભાગનાં કાવ્યો પ્રેમવિષયક છે એ રીતે ય તે આ શીર્ષક રાખવામાં એક પ્રકારનું ઔચિત્ય જળવાયું જોઈ શકાશે, પણ 'મિથુન' નો અર્થ 'ચક્રવાક' માં જ ગર્ભિત રીતે અભિપ્રેત હોઈ ફરી પાછો સ્કેચમાં સુધારો સૂચવ્યો. 'ચક્રવાક' નામ કેટલાક મિત્રોને પસંદ પડયું નહીં. 'ચક્રવાક મિથુન' કરતાં બીજો કોઈ વધારે સારો વિકલ્પ ન હોય તો તે જ સંગ્રહનું નામ

રાખવું, એવી સલાહ મળી, પણ 'ચક્રવાક' નો 'ક' સ્વર રહિત પણ રખાય તો વાણીનો ચકાવો, એ અર્થચક્રની ગતિ પસંદ પડી એટલે આખરે આ નામ જ પસંદ કર્યું છે.

'કવિ' શબ્દના સાચા અર્થમાં હું કવિ નથી. એ માટે હોવું જોઈએ તેવું હૃદય, જીવન, દર્શન કે કવન નથી. કાન્તની દૃષ્ટિ અને નમ્રતા જો પોતાનાં આવાં સરસ ને સર્વાંગ સુંદર કાવ્યોને પણ માત્ર 'આલાપ' કહેતી હોય–ગીત કે કાવ્ય નહીં–તો આને બહુ બહુ તો પ્રલાપ કે પદ્ય જોડકણાં જ કહી શકીએ. મને એનો શોક નથી, બલ્કે હર્ષ ને ગર્વ છે. જીવન ભરની સાધના પછી પણ જો એકાદ પંક્તિ ચે તે કાળની સામે ટક્કર ઝીલી કોઈના પણ કંઠમાં ટકી રહેશે તો જીવ્યું ગાયું સફળ ગણીશ. બાકી કુદરતમાં યે બધાં ફૂલો ફળતાં નથી. કુદરતને ક્યાં એનો હર્ષ શોક છે જે? મારી ઘણી બધી મર્યાદાઓ હું ન જાણું એવો સુખી નથી, બાકી આમાંનું ઘણું ખરૂં તો હૃદયની અનુભૂતિથી લખાયું છે એમ જો કહું તો વાંચકો મને માફ કરે. કલાનો મારો દાવો નથી, નિખાલસતાનો તો હરગીઝ છે.

મારા સ્નેહી શ્રી યશવંત શુક્લની માફક હું પણ શોભાનાં ટિપ્પણ આપવાની ફેશન વિરૂદ્ધ છું. ન છૂટકે આપ્યું છે ત્યાં પણ કાવ્યાર્થના પ્રતિપાદનને તો ટાળ્યું જ છે. કાવ્ય એ તો સાર્વજનિક સંપત્તિ છે. એના અર્થને સિદ્ધ કરવાનો કે સ્થગિત રૂપ આપવાનો કોઈને–કવિને પણ અધિકાર નથી.

રેઢિયાળ મનોવૃત્તિને કારણે કાવ્ય સર્જનનો કાલક્રમ પણ આપી શક્યો નથી. લઘુગુરૂની છૂટ (!) માટે લાચારી વ્યક્ત નહીં કરવાનો સંસ્કૃત કવિઓના જેવો યોગ તો ક્યારે સાંપડશે?

પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ એમની અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં પણ મારી વિનંતીને માન્ય રાખી પ્રસ્તાવના લખી આપવાનો જે અનુગ્રહ કર્યો છે ને મારા સંગ્રહનું ગૌરવ વધાર્યું છે તે બદલ એમને અનેક સાધુવાદ.

'કાવ્યસંહિતા' નાં બધાં જ કાવ્યો જો પ્રો. અનંતરાય રાવળની આંખ તળે પસાર થઈ પ્રસિદ્ધ થયાં હતાં તો આ સંગ્રહ નાં પણ લગભગ બધાં જ કાવ્યો પ્રો. ભોગીલાલ સાંડેસરાએ જોઈ જવાની જે તસ્દી લીધી છે તે બદલ, એ એટલા બધા તો આત્મીય છે કે એમનો આભાર ન માનું તો પણ ચાલે, એમ કહી એ ફરજમાંથી મુક્ત થાઉં છું.

બાકી માનવી એટલે જ ઋણિયું પ્રાણી. સ્થૂલ ઋણ તો પઠાણી વ્યાજ સાથે પણ ફેડી શકાય. સૂક્ષ્મઋણ તો અફેડય. સ્નેહ ને સદ્ભાવનાની બેન્કમાં એ ઋણનો વધારો જ થતો જાય છે. એની મુક્તિ આવડતી નથી–શિખવી પણ નથી. પ્રો. કે. એલ. દેસાઇ, પ્રો. લાલશંકર ભટ્ટ, ભાઈ જયદેવ શુકલ, પ્રો. હરિહર ત્રિવેદી, 'ગુલશને બહાર', ભાઈ ખત્રી, શ્રી. લાલશંકર પંડયા, શ્રી. મોહનભાઈ વકીલ, શ્રી. ડાહ્યાલાલ જાની ને શ્રી. વિષ્ણુદેવ પંડિત વગેરે સ્નેહી શુભેચ્છકોએ કોઇને કોઈ રીતે મને આ સંગ્રહના પ્રકાશન અંગે પ્રત્યક્ષ વા પરોક્ષ મદદ કરી છે તે બદલ તે બધાયનો જાહેરમાં સામુદાયિક ઋણસ્વીકાર કરું છું

એકાદ માસ જેટલા ટૂંકા સમયમાં, ચીવ્વટપૂર્વક પોતાનું કામ જાણી ઠીકઠીક ગેટઅપમાં આ સંગ્રહ તૈયાર કરી આપવા બદલ 'પટવા પ્રીન્ટીંગ પ્રેસ' ના માલિક ને વ્યવસ્થાપક મારા સ્નેહી ભાઇશ્રી. નવનીતભાઇ પટવાનો હું આભાર માનું છું.

અંતમાં બધાય સ્નેહી શુભેચ્છકોનો ઋણ સ્વીકાર કરતાં ગાઈશ કે :—

સંસારમાં સુજનતા, સુહૃદતા,<br>
જે કોક સાત્ત્વિક ઉરે વસે છે,<br>
ને માંડ પ્રત્યક્ષ થઈ લસે છે,<br>
અફેડ્ય તે સૂક્ષ્મ, અગાધ ઋણ<br>
તણો ઋણી છું, લખ કોટિવાર<br>
સદાય, સર્વત્ર, શુભેચ્છકો હે !

વસંતઋતુ — અનામી

# પ્રસ્તાવના

"ચક્રવાક"ના કવિ રણજીતભાઈ પટેલનો મને એમનાં કાવ્યો દ્વારા જ પરિચય થયો, અને એ પરિચય સુખદ છે. અલબત, એવા પરિચયમાં મૈત્રીની સતતતા નથી : ઊર્મિકાવ્યો એટલે જ ક્ષણોની મૂર્તિઓ અને છૂટી છૂટી ક્ષણોના પરિચયથી કવિના સમગ્ર વ્યક્તિત્વનો તો કેવડો પરિચય થવાનો! પણ એ ક્ષણો સામાન્ય ક્ષણો નથી. કોઈ ક્ષણ ઊંડાણમાંથી આવતું બુદ બુદ છે; કોઈ ઊંચે ઊડતો કલ્પનાતરંગ છે. જે ક્ષણોમાં કવિ વધુમાં વધુ અને પૂર્ણપણે જીવંત છે તેનો આનંદદાયી પરિચય આ સંગ્રહમાં થાય છે.

શ્રી. પટેલનાં કાવ્યો વાંચતાં પહેલી છાપ કોઈ ચિન્તનશીલ વિદ્યાભ્યાસંગીની પડે છે. સંગ્રહની શરૂઆતમાં પ્રેમનાં કાવ્યો છે પણ તેમાં તર્કશીલતા કરતાં લાગણીનો ઉદ્રેક ઓછો છે, અને કાંઇક પ્રસ્તારનો શોખ પણ જણાય છે. પરંતુ સંસ્કારી ને પ્રવાહી ભાષામાં વિચારને પદ્યદેહ આપવાની કવિની શકિત ધ્યાન ખેંચે એવી છે:—

"આ વિશ્વનાં આપણુ બે પ્રવાસી;

જોયું, વિચાર્યું; પથ દીર્ઘ, વાંકા,

ભૂલામણા, લોભનથી ભરેલ,

સાથી વિના દુષ્કર છે પ્રવાસઃ

ભલા સદા એકથી બે: વિચારી

યાત્રા-દિશા—સામ્ય, વિચાર-સામ્ય
રસૈક્ય, આદર્શ સમાન ન્યાળી,
થયાં થયાં આપણ વિશ્વયાત્રિક."

(આપણ બે પ્રવાસી)

એવો સુરેખ વિચારપટ "રખે તું કલ્પે કે–" માં પ્રારંભમાં પાથરેલો છે :—

"રખે તું કલ્પે કે—સપન મહીં વા જાગૃતિ મહીં
સખી! માને મારો પ્રણયનદ જે પુષ્ટ જ વહ્યો
પુરા, જેના સ્રોતે સતતગતિનો ભંગ ન સહ્યો,
તરંગે આવર્તે ભમરી વમળેથી વહી રહ્યો,
સખી! તેમાં કાળે પરિસ્થિતિ-વિપર્યાસ જ થયો!"

આવી તર્ક-કે કથનપરાયણ કવિતામાં પણ સ્થળે સ્થળે લાવણ્ય ચમકી જાય છે. "અજાણ્યા હૈયા" ની નાયિકાને "કપોલે ને ઓષ્ઠે પરિમલ સમું હાસ્ય ફરકે" છે; આતુર પ્રણયી ચુંબનની વાત કરતાં ધૃષ્ટ વાણી ઉચ્ચારે છે:

"તને ગેં ચૂમી છે, ગગન નવપર્જન્ય શતધા
ધરા ચૂમે તેવી રસભર ચકી પ્લાવિત કરી."

વળી ક્યાંક ક્યાંક કવિની ગંભીર અભીપ્સા અને ભાવના પ્રગટ થાય છે. "યૌવન રહસ્ય" અને "આપજો, હે પ્રભો!" માં કેવી માનસિક કિંવા

આધ્યાત્મિક સ્થિતિ તેમને ઇષ્ટ છે તે સમજાય છે. જુવાની એ આયુષ્યનો નિયતકાલ નહિ, પણ સુદૃઢ સંકલ્પની ખુમારી છે, ઊર્મિનું પૌરુષ છે, છે "સુખાળવી સ્થિતિ પરે જય વિક્રમોનો." પ્રાર્થનાના સુંદર કાવ્યમાં કવિ દિવસપર્યંત મનની જાગૃતિ અને નિદ્રામાં શિશુહૃદય ઝંખે છે. 'અધીરાં હંસોને', "તને હૃદય શું કહું"? "પરિવર્તન" "કોલસો" આદિ કાવ્યો અણીશુધ્ધ અને વિશેષ રમણીય છે. 'કોલસો' કાવ્ય નવીન કવિતાનાં લક્ષણોથી પૂરેપૂરું અંકિત છે. અતિ સામાન્ય વસ્તુને વિષય કરીને સુશ્લિષ્ટ અને પ્રવાહી વ.ણીમાં જીવન ભોગવવાની ભાવના કવિએ તેમાં ગૂંથી દીધી છે. 'પરિવર્તન'માંનું ચિત્ર આહ્લાદક છે અને યૌવન, પ્રેમ અને આશાનો વસન્તકાળ સંભારી આપણે પણ કવિ સાથે સમાનભાવે ઉચ્ચારીએ છીએ—

"પૃથ્વી લળી લળી તદા પથ આપતી'તી" !

શ્રી. રણજિતભાઇ પટેલે પ્રશિષ્ટ અર્થલક્ષી શૈલી પ્રહી છે, અને તેમાં, એકંદરે, સરળતા, સુશ્લિષ્ટતા અને ચારુતાનો યોગ સાધ્યો છે. સાદી ઘટના તરફ પણ ભીની કવિદૃષ્ટિથી જોવાની તેમને ટેવ છે, અને લાગણીના સંકુલ સ્ફુરણને સ્પષ્ટતાએ વ્યક્ત કરવાની તેમને આવડત છે. અદ્યતન કવિ ફરી પાછો હૃદયંગમ ગીત ગાનો થયો છે, એની પ્રતીતિ પણ શ્રી. પટેલનાં ગીતોમાં થાય છે. ગુજરાતી ગીતનું પારંપરિક સ્વરૂપ, તેનું રચના-તંત્ર તેમણે સાધ્યું છે, અને સરળ ઘાટમાં ગંભીર ભાવબિન્દુ મૂકવાની નાનાકાલીય કલા તેમણે ઉપાસી છે. નિસર્ગ સાથે તદાકારતાની, કોઇ પરમ ચૈતન્યના, કોઇ પરમ સત્યના ભણકારની વિરલ પળો તેમણે થોડાંક સુંદર ગીતોમાં ઢાળી છે.

કે ગગને ગાજે વનો ઘનનાં ઘણાં રે,
કે વનમાં ગહેકે કળાયલ મોર—કે ગગને...

કે રજની ભાલે સુધાકર ચૂમતો રે,

કે કરતાં ચાતક ટોળાં મ દ શો ર—કે ગગને...

*          *          *          *

કે ફૂલડે ફોરમ ફોરે ને વનમાં વહે રે,

કે મધુકર પીતા મધુ ફૂલ ફૂલ—કે ગગને...

કે વિશ્વને સભર વિરાટે જો ભર્યું રે,

કે વામનને વાગે વિરાટની છો ળ—કે ગગને...

મનુષ્ય માત્ર વામન છે, પણ તેને જેટલે અંશે વિરાટની છોળ અડી જાય, જેટલું સૌન્દર્યબિન્દુ મળી જાય તેટલી તેની કૃતાર્થતા. શ્રી પટેલને અનન્ત સત્ય ને સૌન્દર્યની છોળ ઉત્તરોત્તર વધારે અડે એ અભિલાષા સાથે તેમના આ " ચક્રવાક " માટે તેમને અભિનંદું છું.

સૂરત
૨–૪–૧૯૪૭

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## તમારે આવ્યે તો—

---

હજી તો આ વાડી અરધ વિકસી'તી–વિકસશે,
હતી હૈયે વાંછા, કૂજન કરશે પંચમ–સૂરે
રતિ–દૂતી, પિઉ પિઉ રવ બપૈયા પ્રઝરશે,
કલાપીની કેકા ગગનપટ ફોડી પ્રસરશે.
શીળા આવતી યે સુખરિત રૂડી કુંજ કરશે,
બધાં એ સત્ત્વોને વ્યજન કરશે વા મલયના.
યદા ખીલે તાજાં પ્રથમ ઋતુનાં પુષ્પ નવલાં,
વીણી માળા ગુંથી સુહવવી ગ્રીવા અદ્ભુત તવ.

પરંતુ એ ક્યારે? શુચિસ્મિતમુખે, પુણ્યપગલે,
તમારે આવ્યે, હા! પણ અમર આશા નવ ફળી!
શકે આજે કુંજે અનિલ વહતા રે અનલ શા!
રસાળી વાડી યે મરુભૂમિ સમી ઉજ્જડ બની!
સમારી વાડી, કો ક્ષણ, વિકલ, ઉત્કંઠ, રટતો—
અનામી! ત્યાં વધ્યો, મઘમઘ કરી કુંજ કુસુમે!

## વસો પોતાનાં શાં

રહો, આવ્યાં છો જો ઉલટથી, ઠરી ઠામજ કરી
વસો વિશ્વાસેથી સ્વજન સરખા સ્નેહ વરસી.
લગાવો છો ડેરા, નડતર અમોને લવ કશું!
વિશાળું હૈયું છે અટક, સીમથી મુક્ત, અમિત.

અરે! કિન્તુ જો જો અનલ સમ વ્યાપી હૃદયને
દહો ના, એ તો છે શિરીષ સરસું કોમલઋજુ.
મૃદુ ઉષ્મા-તેજે વિકસિત કરી વાસ-વિભવે
ભરો, વિશ્વે મ્હેકી, જીવિત તણું સાર્થક્ય કરશે.

નથી ઝાઝા રંગો જગ વિભવના કૈં દ્યુતિ ભર્યાં,
અસામાન્યે એવું અવર નથી જે કર્પણ કરે.
સદા, તેમાં તો છે લઘુક મુઠીથી કોમલ-ઉર
છલે જેમાં ઝાઝાં પ્રણયજલધિનાં જલ સદા.

વસો પોતાનાં શાં, ઉરસહ ભલે ઊર ધબકે
લગાવીને ડેરા, હિઝરત કર્યે હૈયું ઝૂરશે.

# આપણુ બે પ્રવાસી

આ વિશ્વનાં આપણુ બે પ્રવાસીઃ
અનન્તતાના પટપે વહન્ત
અતાગ ને અક્ષર કાલગંગ—
એ ગંગના આયુષકાંઠડે કો—
રૂડી પળે, વિધિબળે અગમ્ય
કે ગૂઢ કો આંતર અજ્ઞ હેતુથી
અહો ! થયાં મિલન આપણાં ને
રહ્યાં વપુ બે, પણુ આત્મ એક.

આ વિશ્વનાં આપણુ બે પ્રવાસીઃ
જોયું, વિચાર્યું, પથ દીર્ઘ, વાંકા–
ભૂલામણા–લોભનથી ભરેલ,
સાથી વિના દુષ્કર છે પ્રવાસઃ
ભલા સદા એકથી બેઃ વિચારી–
યાત્રા-દિશા-સામ્ય, વિચારસામ્ય-
રસૈક્ય, આદર્શ સમાન ન્હાળી
થયા, થયા આપણુ વિશ્વયાત્રિક.

હસ્તે ગ્રહી હસ્ત, મિલાવી સ્કન્ધો,
ને તાલમાં તાલ વિકાસબદ્ધ;
રજસ્ તમસ્ વૃત્તિ અધો જલાવી,
દેહી અને દેહકલા ખિલાવી,

વ્યક્તિત્વના બંધ અતૂટ તોડી,
સમષ્ટિમાં આત્મ અનન્ત જોડી,
સદા ધપ્યાં જીવનલક્ષ્યકૂચે
આ વિશ્વનાં આપણ બે પ્રવાસી.

ધપ્યાં ધપ્યાં ધ્યેય પ્રતિ નદી શાં.
પરન્તુ જેવા નદના પ્રવાહે
ગજેન્દ્ર શા શૈલ ઉભી વચાળે
ખાળે, રચે ભિન્ન પ્રવાહ, તોયે
ધપે પ્રવાહો, નવ લક્ષ્ય ચૂકે.
મૃત્યુતણા ભીષણ શૈલ રોધે–
રચે અહો! ભિન્ન પ્રવાહ આપણા
ધપ્યે જતાં ધ્યેય પ્રતિ તથાપિ.

હવે થશે સંગમ આપણો ક્યાં?
અહો! લસે સિન્ધુ અનન્તતાનો
ત્યાં આપણે બુદ્‌બુદ શાં લઘુક;
જન્મી, જીવી, જીવનતત્ત્વ સાધી
અનન્તતામાં ભળીએ, સખીરી!
એ સિન્ધુપે શાશ્વત લોલલીલા
રચી તરંગે, વિધિના સમીરે,
સમુદ્રની ઊર્મિરૂપે મળીશું
ત્યાંયે હશું આપણ બે પ્રવાસી!

## ત્હને હું ચાહ્યો છું

ત્હને હું ચાહ્યો છું દમબદમ પ્રત્યેક શ્વસને,
ત્હને હું ચાહ્યો છું કણકણ થકી આ જીગરના.
ત્હને કો ના ચાહે? ધરી મનુષનું ખાળખું, મહીં
મુઠી જેવું સ્પંદે ઉર, સકલ તે ના રહી શકે
ત્હને ચાહ્યા વિના! અગર તવ સ્નેહે અસ્પરસ્યા
રહ્યા તેને માનું મનુજ નહીં, હો દેવ અથવા
અમાનુષી આત્મા, પશુપદ વિષે કેમ જ લહું?
હું તો જાણું છું આ:
'ત્હને હું ચાહું છું' રટણ કરતું મારૂં મન આ.
રખે પૂછે, ચાહું શીદ? નવ કશો ઉત્તર જડે
જડે તોયે હૈયું અધીર ઋજુ બુદ્ધિ સહ લડે.
ઊંડા મૌને એને અકથ રસ ને ભાવ ભરતી
વિષે મૂર્છા લાધે નવ પડી કશી તર્કબળની.
વસંતે કોકિલાકૂજન, ભરતી સાગર મહીં
નભે ઉગ્યે ઇન્દુ, બહુ બહુ કહી આટલું કહું!

# અજાણ્યા હૈયાને

તને જોતાં હૈયે પ્રબળ ઉઠતા ભાવ, નિધિને
ઉરે ઉઠે જેવા શશિ નિરખતાં, કારણ કશું?
થતું હૈયે જાણેઃ યુગ યુગ જૂની ઓળખ છતાં,
અરે! શાને ભૂલ્યાં ઉભય? વિધિ હાથે ફસી પડયાં!
અને આજે પાછાં અનુકૂલ વિધિના અનિલથી
અહીં આવ્યાં, શાને? ગહનતર પ્રશ્નો ઉર ઉઠે!
પરન્તુ એ પ્રશ્નો ગહનતમ આજે બની રહ્યા–
ગુઠી શા હૈયાના જગજટિલ ભાવો વણુકળ્યા!
શકું છું કલ્પી કે મનુજ ઉરધારી મુજ સમાં
તમો છો કો, તેથી અધિક વળી નારીહૃદય છો;
અને આ આંખોમાં નયસહજ વિશ્વાસ તરતો,
કપોલે ને ઓષ્ઠે પરિમલ સમું હાસ્ય ફરકે,
તમારા સાન્નિધ્યે વળી સ્વજન શું સુખ મળતું,
ગમે તેવી વાતે અનુકૂળ બનો ને સુહૃદતા
કળું શબ્દે, ભાવે, હલન ચલને કયાં નહીં? બધે,
બધું આ વિચારીઃ પ્રતીતિ દૃઢ થાતી સ્વજન છો.
પરન્તુ શાં હૈયાં! રૂઢવિધિ પડે વ્યક્ત ન બને–
બને તોયે પૂરી શરમ નવ છાંડે વળી રહે
અભિમાને ઊંચાં, હૃદય કળવાં શે'? જટિલ આ
બધા પ્રશ્નો, આનો નહીંજ જગમાં તોડજ કશો?

# રખે તું કલ્પે કે-

રખે તું કલ્પે કે- સપન મહીં વા જાગ્રતિ મહીં
સખી! માને મારો પ્રણય-નદ જે પુષ્ટજ વહ્યો
પુરા, જેના સ્રોતે સતતગતિનો ભંગ ન સહ્યો
તરંગે આવર્તે ભમરી વમળેથી વહી રહ્યો.
સખી! તેમાં કાળે પરિસ્થિતિ-વિપર્યાસજ થયો!
રખે ધારે આવું ઘણું બધું અભાગી ક્ષણ મહીં!
સખી! દેખે મારા પ્રણયશશિને ફુલ્લ પુનમે
સુધાહેલે સ્હોતો, સમય સરતાં લુપ્તજ થતો
અમાસે, રાત્રિનાં અતલ કળણે એ ગળી જતો
પ્રતિપક્ષે આવી વિધુ ઉદય ને અસ્તની કથા!
છટા ધારે બીજે, ઘનપટલ ઓઢે પરુ કરે,
કદા ખગ્રાસે કે ગ્રહણ સમયે આકૃતિ ફરે.
ઉપાધિના ભેદો સકલ, નદના ને વિધુતણા,
યુગાન્તે મા શંકે સખી! હૃદયના તત્ત્વની મણા!

## અધીરાં હંસોને

અરે ! આવ્યા પ્હેલાં જવું જવું કરો ! શાંતિ પકડો,
જવાની તૈયારી સહ અહીંજ આવ્યાં, પછી જજો.
અને જો આવ્યાં છો, જવું જ પડશે વાત નકી છે,
થતું ખાટું મોળું ઘડી અધિક બેસ્યે, ધીર ધરો !
ન-આમંત્ર્યાં ના'વ્યાં, અધિક દીસતું જેથી અડવું,
અને આવો તો શું ? સકલ દિલદ્વારો નભ સમાં.
તમોને ના શોભે જગતજનનિર્મ્યા રૂઢ વિધિ,
તમારે કાજે તો સતત ધબકારે ઉર શ્વસે !
જવું છે શું ઉડી ગરીબ મુજ આવાસ નિરખી,
સમાતાં ના તેથી ! જવું જવું કરો, કો કસૂર છે
વિવેકે ? શું એવી અનુભવી અહીં શૂન્યમયતા ?
ન ઉષ્મા હૈયાની નિરખી ઉડવાનાં દિલ થયાં ?
ન લેખો હૈયાનો ગરીબ મુજ આવાસ નિરખી
જરા શા આ વાસે દિલ વસત રત્નાકર સમું.
વિવેકે જો ખામી—અતિ પ્રણયનું એ ફળ લહો.
તમોએ જે ઉષ્મા અનુભવી હતી તે પ્રણયની.
જવાના વિચારો અધિક દિલને દુઃખ કરતા.

જવા આવ્યાં જાણી અધિકતર ને જ્યાં પગધ્વનિ
જવાના જે સુણ્યા, બધિર મન બુદ્ધિ બની જતાં
વધારે શું કહેવું? ત્વરિત ગમને હું દુઃખિત છું.
છલાવીને કાંઠા સકલ જગના કાળ વહતો,
પરે તે બુદ્‌બુદો સમયસલિલે આપણ સમાં
થતાં કોટિ, રાચે ક્ષણ, શમી જતાં, ભાગ્યપવને
ક્ષણો થોડી કાજે જવું જવું કરો! આ ઉચિત છે?
વિશાળું આ દેખો જગ, જગતસિન્ધુ ઠીક કહ્યો,
જરા જુઓ, જાણો પ્રબળ વડવાગ્નિ ભડ બળે.
દઝાતાં સીઝાતાં જીવન જીવવાનું વિધિ–લખ્યું,
તમારા સાન્નિધ્યે લખ અગનઝાળો હિમ સમી.
તમે, સૌ, હું પંખી જગતનીડનાં સહેલ કરવા
ઉડયાં ક્યાં ક્યાં? ક્યાં ના? અહીં તહીં બધે ભાગ્ય ઉડવ્યાં.
અહીં અંતે આવ્યાં, શ્રમ અધિક લાગ્યો સુખ કહે,
જરા બેસો, ખેલો, હૃદય હળવાં સાથ ઉડજો.
અને જો આવ્યાં છો–
દીસે છે લાવ્યાં છો અનુભવ ઉંચા ઉડ્ડયનના,
નિરાંતે છો થાતા વિનિમય થશે લાભ સહુને,
અમોને તો નક્કીઃ અહ્ ! પુનઃ પાંખો ફ્ડફ્ડી !
અભિલાષા આંખે ઉરતણી તરે ઉડ્ડયનની,
દીસે છે પાંખોમાં જીવનબળ જે આભ, ગિરિને

ખૂંદે, માપે, સુક્તા, કમલબિસપાથેય રળતું
તમોને પ્રેરે છે ડયન કરવા આમ અધીરાં ?
અધીરાં મા થાઓ, જવુંજ બસ છે ? તો ક્યહીં જશો?
દિશા, રસ્તો દોર્યો ? નહીં જ ? બસ ઉડ્યાંજ કરશો ?
ભલે ઉડો ઉંડો—
નભે ઊંચે ઊંચે દિલકમલનાં હંસ અધીરાં,
દિશે આ આવો તો અચૂક મળજો આ કમલને !

## સુરભિમાં ભર્યાં હશો

ભૂતની ભોમમાં સીંચી, આંસુડાં વર્તમાનનાં;
ભાવિમાં જીવવા, બાલે ! સ્મૃતિ–છોડ ઉગાડશું.
સ્મૃતિછોડે પ્રફુલ્લેલાં સ્નેહનાં સુમનો, વિધિ
ખેરવી, ખૂંદશે હૈયું, સુરભિમાં ભર્યાં હશો.
ને એ વિધિ જીવન આ જગમાં જીવાશે !

# રોષ કર ના !

---

'તને હું ચાહું છું' હૃદય સહસા આવું ઉચરે,
રખે લજ્જાતી વા કુપિત બનતી, દુઃખ કરતી.
તમારામાં એવું 'કંઇક' વસતું જે વસી રહ્યું
શરદ્ચંદ્રે શીળું, તૃષિત જીવને તૃપ્ત કરતું.
'રૂપે માયા જાગી'? નહીંજ, રૂપ તો ઓટ સરખું.
અવસ્થાની લીલા! સ્થિર પ્રણયનું મૂળ રૂપ ના.'
'બન્યા બુદ્ધિબદ્ધ'? પ્રણય ઝરણીના ઉગમમાં
બને બુદ્ધિ શિલા પ્રણય શિશુનો પ્રાણ પીસતી'
'ન-જાને કાં મોહ્યા? રૂપ નહીં, ન બુદ્ધિ, અવર શું?'
કહું: 'સંલગ્નાતાં ઉર શિર, તદા ગુણ પ્રગટે
સુવાસે પોતાની જીવન જગને જે ભરી રહે,
દ્યુતિ દે લાવણ્યે, દશ દિશ મિષે જે વહી રહે;
પ્રયત્ને ના જન્મે, યમ નિયમ કે ના વિભવથી,
રૂડા સંસ્કારોની, હૃદય સરખી આદ્યજનની
તમારામાં જન્મી, વિકસી, વિલસી જે સુહૃદતા
હું તો ત્હેને ચાહું, નહીં જ તમને, રોષ કર મા'!

## તમે જો ચાહો તો—

તમો ના ચાહો તો, વ્યથિત ઉર થાશે ? ક્યમ કહું ?
વિધિલીલા લેખું, ' સકલ રચના જ્યાં કુદરતી.'
પરન્તુ જો ચાહો, વિધિબળ થકી, બુદ્ધિ, ઉરથી,
અધૂરૂં મા ચાહો, અધીર ઉર અસ્થિર બનશે.
તમે જો ચાહો તો સકલ ઉરથી પૂર્ણ ચહજો,
અધૂરી પ્રીતિનાં મલિન વ્યવધાનો ન રચશો.
અધૂરૂં ચાહો તો, નહીંજ ચહશો એ લહુ કૃપા,
સખી ! કાં કે વાસે પ્રણય મહીં નિર્બંધ પ્રભુતા !

## સનાતન વાંછા

સંચિતકર્મ ગતજીવન રાગયોગે
જન્માન્તરે મિલન સાધી થયાં સદાનાં
સ્નેહી ભવેભવ તું જીવન સંગિની ને
યુગાન્તરે બની રહે સ્મૃતિ સંગિની તું !
વાંછા સનાતન ઉઠે ઉરકન્દરાથી
જે સ્પંદનેથી જગજીવનને ભરી દે.
એ આત્મ વિરલ રસાયણથી રસી દે
ને એકતા વિવિધતા મહીંયે મઢી લે.
વૈવિધ્યમા રસ વસે બસ એકતાનો
તો તો ખીલે જીવનની ગરવી કલાઓ :
જેવી ખીલે ગગનમધ્ય સુધાંશુ કેરી.
દીપી રહે અજર આત્મપ્રભા અનેરી !

## ચહું સમષ્ટિ સહજમાં

---

જગત્પ્રેમી કહેતા : "પરિમિત પ્રીતિ વ્યક્તિ પ્રણયે
વસી સ્વાર્થી મેલી કટુ અશુભ પ્રીતિ કૃપણતા.
જગત્વ્યાપી હૈયે અનુચિત લસે વ્યક્તિમમતા
સમષ્ટિના સ્નેહે સહજ પ્રગટે તાલમયતા."
ભલે આવું બીજું ઘણુંબધું કહે લોક જગના,
પડી ઓછી તેની,–કશી નવ પડી–કેમ જ કહું ?
ઉપેક્ષીને સૌને મનુજઉરપ્રેમી ક્યમ રહું ?
અપેક્ષા હૈયામાં સભર ભરી વ્યક્તિપ્રણયની.
અરે ચાહ્યા વિના ગૃહ કુટુંબ ને ગ્રામ સ્વજનો
સમાજે કે દેશે વિમલ ઋજુ પ્રીતિ દૃઢ બને ?
અટૂલું ને ન્હાનું ઝરણ સરિતા જો નવ બને
કશે, ક્યારે પ્હોંચે પ્રણયવીર રત્નાકર કને ?
જગે જન્મી, જીવી, બની જગતનો, વાસી જગમાં,
પુરા વ્યષ્ટિપ્રેમી, સખી ! ચહું સમષ્ટિ સહજમાં.

## તને મેં ચૂમી છે–

---

તને ના મેં ચૂમી શરૂ મહીં નીતિ ધર્મ ભયથ<br>
અને ચાહ્યો, ચાહ્યો ગગન ચહતો જેમ પૃથિવી<br>
દીધી બુદ્ધિપ્રેરી પ્રણયસરને સંયમતણું<br>
ઘણી પાળો, પાળો–દ્દઢ નીતિ તણાં બંધન તૂટયાં<br>
ત્હને મેં ચૂમી છે ગગન નવપર્જન્ય શતધ<br>
ધરા ચૂમે તેવી રસબસ થકી પ્લાવિત કરી<br>
સમાજે ટીકાનાં શર થકી મને મ્હાત જ કર્યે<br>
અને દૌર્બલ્યે સંયમશીલ નીતિરક્ષક હસ્યા<br>
ત્હને મેં ચૂમી છે, ધરમ નીતિને યે કરી પર<br>
લહ્યાં મારાં નીતિ ધરમ ચૂમવામાં, સહી ટી:<br>
હસીને, છે કીધું કુદરતી, અનિવાર્ય સ્થિતિ<br>
થતો ના પસ્તાવો, ઉર મહીં કશો ના વસવસો<br>
ત્હને મેં ચૂમી છે અસલ રસની કો અસરમ<br>
જગે ઉષ્મા આપે શીત જીવનની આ સફરમ

## નવા વર્ષે

---

ક્ષણે ભૂલું તો ને કહું ?: 'સ્મરણ તારૂં કરી રહ્યો'!
ભૂલું આત્માને તો પણ સખી શકું ના ભૂલી તને.
ભૂલાવે છે જો કે સમય બધું યે, કિન્તુ વિરહ
કરે તાજી સ્મૃતિ ઉરફલકપે ઊંડી ગહન.
નવા વર્ષે આજે નયનનભનું ઉદિત થતું
અને તું યે મારા જીવનક્ષિતિજે શી ઝગી રહી!
ઉંડાં ઘેરાં સ્વસ્થ નયન સર જેવાં લસી રહ્યાં
પરન્તુ સિન્ધુના અનલ સમ હૈયાં ધખી રહ્યાં!

મળ્યાં પહેલાં ત્યારે હતી જીવનમાં ધ્રુવ મનીષા,
બની તાણાવાણા ઉભય પટમાં અંકિત થવા.
હતી હૈયે વાંછા ગગન–વસુધા શાં બની જવા,
સરિતા-સિન્ધુ શાં મિલન તણી હૈયે રહી સ્પૃહા!
સખી! આજે તો હું સ્વર વિહીન કો વ્યંજન સમો
અધૂરો, આવો જો સ્વર બની, બને પૂર્ણ જીવન!

# સ્મરી તને

અજાણ્યા વ્યાધિ શાં જીવનમહીં પેસી પ્રસરિયાં
નવી ભૂમાં જાણે સલિલ, પછી તો જામીજ ગયાં.
તૃષાતી ભૂ તોષી, કઠણ ધરતી કોમળ થતાં
તૃણો કાંટા નીંદી, પડતરધરા પુષ્પિત કરી.
ફળે ફૂલો ત્યાં તો ફુલ સમ તમે યે ખરી ગયાં,
રચેલી આશાની લઘુક દુનિયા ખેરવી ગયાં.
પરન્તુ હૈયામાં જીવન સુરભિ જે ભરી ગયાં,
હજીયે મ્હેકે છે, સખી! જીવન જેથી જીવી રહ્યો!

અરે, આ આલંબે સમય સરતાં આયુ સરતું,
નથી આદિ જેનું, અકલ ગૂઢ અંતેય ન મળે.
બધી લીલા મધ્યે, વિમૂઢ કરતું કર્મજ ફળે
દિશા, દૃષ્ટિ હીણું, ગહન તિમિરે પ્લાવિત થતું.
અવ્યક્તેથી જન્મી જગતગતિ અવ્યક્તની પ્રતિ
સખી! વ્યક્તે મારે જીવન જીવવાનું સ્મરી તને!

## અવલંબન

છાંડી આશા, જગતભરની આયુવ્યાપી નિરાશા
મૃત્યુ જેવી, ભરી જીવનને કબ્રની શાંતિ ધારી.
ગુંજે ધીરૂં અશમ વરવું ગાન નિષ્ક્રિયતાનું,
રાજે ક્યાંથી ચમક મુખની ચેતના જ્યાં હણાઈ!
જો કે મારી જીવન ઋતુનો ચાલતો’તો વસંત,
વ્યાપ્યો તોયે અસર મહીં તો ગ્રીષ્મનો ઉગ્ર તાપ!
જામી મારા જીવનનભમાં શુક્લપક્ષે અમાસ,
કીધો એણે નવલ ફુટતી કૈં કલાનો વિનાશ.
શાંતિ! શાંતિ! અણુ અણુ મિષેઃ કિન્તુ એ મૃત્યુશાંતિ,
આશા–પંખી વિફલ મનિષા–આભમાં ચાક લેતું.
બંધે બાંધ્યા સ્થૂલ–જગતમાં ચેતનાના ઉધામા,
ચોપાસે તો તિમિર તરતાં, જીંદગી વ્યર્થ! વ્યર્થ!
જલ્પે તલ્પે જીવનમીન નૈરાશ્ય સહરા રણે જ્યાં
પ્રિયે! તારો પ્રણયજલધિ આશ ને આયુ આપે!

## ગ્રીષ્મની વર્ષા

આ આપણાં હૃદયની સ્થિર સાધનામાં,
વાંચું હું તો અકળ આંતર કોઇપિ હેતુ;
જાતાં ટળી દ્રીપદશા દળતી ઉરોને,
દિને દિને દૃઢ બને સખી! સ્નેહસેતુ.
સંયોગનો મધુ વસન્ત પ્રમત્ત માણ્યો;
વિયોગનો પ્રખર ગ્રીષ્મ કટુક જાણ્યો.
વર્ષા પ્રપાત, શરદે શું પ્રશાન્ત સ્નેહ!
જેમાં થયાં ગલિત ભાવ, વિમોહ, દેહ!
આજે તપે ઉર શકે નભ ગ્રીષ્મ કેરો,
સિન્ધુ ગભીર ઉરરાગ! વિયોગ આભ!
ચાલી શકે હૃદય ના અવલંબનોથી
બીજાં, બને જીવન ચેતન પ્રાણહીન!
ગોરંભી ત્યાં ઘનરૂપે જીવને છવાઇ
વર્ષ્યાં સખી! પ્રણય, ગીષ્મની કીધ વર્ષા!

## પ્રિય અધિક વર્ષા, શરદથી

---

ત્હેને ન્હાતાં ચાહ્યો, લવ કરી તમા સાંપ્રતતણી
ભૂલ્યો ભાવી આખો ગહન નભશો, ભૂત વિસર્યો.
સરી ગૈ સૌ સ્મૃતિ સુખદુઃખતણી કો ભ્રમિત શી
અરે! આદિમાં તો 'હું' ય નહીં જ 'હું' ઓળખી શક્યો!

ઘણે કાળે આજે નવપ્રણયનાં પૂર નીતરી
હવાં વ્હે છે પેલાં શરદજલશાં સ્થિર વિમલ;
પરન્તુ વર્ષાનો મળ ઉરતલે પ્રસ્તરી રહ્યો,
સખી! ક્યારે ક્યારે પડ ઉખડતાં એ મળ તણાં!

પ્રિયે, જ્યારે વર્ષા ક્ષણિક બનતી તે શરદની
તને દગ્ધે છે કાં! અપ્રિય સ્મૃતિઓની સ્મૃતિ થકી?
મને તો આનંદે, અવર, સ્મૃતિના વિસ્મરણના
પ્રયત્નેયે મારો દ્વિગુણિત બને મોદ સહસા.

અરે! સાથે જન્મી, સહુ વહન ને ક્રીડન કર્યાં,
વહે લીલા પેરે પ્રણયજલ જેથી ઠરી સ્વયં
જડાયો ભૂમિપે, સહન કરતાં સ્નેહ પ્રગટયો
સ્વીકારી સ્વેચ્છાથી અધીન સ્થિતિ, એ વાત ગરવી!

અને એને જૂના પ્રણયનું થતાં સ્હેજ સ્મરણ
વહે સાથે, ડહોળે વિમલ જલ, ભૂલક્ષથી છૂટી
અરે આઘે વ્હેવા સરલપથને એ રચી રહે
કરે કેવી કહેતો ફલદ્રુપ ધરા આ હૃદયની ?

ભલે તું તો ચાહે પ્રણયશરદોનાં જલ સદા
સખી ! હું વર્ષોનાં પ્રથમજલકાંપે અવિમલ
ચહું, કાં કે હૈયે નવલ નય-ખાલાર્ક ઉગશે
વિના રાત્રિ ? મારે પ્રિય અધિક વર્ષા, શરદથી.

## અદૃષ્ટને વંદના !

આ સંસાર અગાધમાં સમયના ધ્વાન્તોથી ફેંકાયલાં,
દિક્કાલાન્તર વીંધી મંગલક્ષણે આવી મળ્યા આપણે.
ભેટયાં, એક થયાં, તર્યાં, વળી પડયા જૂદાં, ફરી ભેટવા !
આ સંકેતલીલા શી કાલનટની ! અદૃષ્ટને વંદના !

# મને તો શ્રદ્ધા છે

મને તો શ્રધ્ધા છે, કવિ કવનમાં કે પ્રણયમાં,
'નથી તારૂં કાંઈ સકલ રચના છે કુદરતી,
નિસર્ગે સંધાતું, ત્રુટિત પણ મેળે થઈ જતું'.
પ્રવર્તે જ્યાં આવા સકલ જગવ્યાપી હૃદયના
ગભીરા વ્યાપારો–જીવશિવ જટિલા ચ ગહન
પરન્તુ હૈયાંને પ્રણયરસ પ્લાવિત સરલઃ
અવસ્થામાં આવી પ્રિય સખી! ઘટે નિર્દય થવું
કુંણા હૈયાપે જે તવસ્મૃતિરુધિરે ધબક્તું?
શ્વસે, સ્પંદે, ચાલે, વિષમ જગના ઘા સહી શકે
તમારા સ્નેહે, જે જીવન બળ મારૂં બની રહ્યો.
સખી! મૃત્યુ સારૂં પ્રણયક્રૂરતાથી, ક્ષણ ક્ષણે
રીબાવું ઊર્મિનું, દહન ઉરનું, સૂક્ષ્મ દુઃખ સૌ
જતું મૃત્યુ સાથે, પ્રણયક્રૂરતાથી સુખદ એ!
સખી! તું જાણે છે પ્રણયરસ છે ઊરસહજ
ન તું કર્તા વા હું, જગત કરતારે સહુ કર્યું.
વિધિપ્રેર્યાં તું હું દ્વય મટી થયાં એક ઉરતો
ઢળે ઊરે કાં કે સકલ રચના છે કુદરતી.
અને તેને તું તો અદય થઈ ત્રુટિત કરતી
સખી! જે સંધાયું કુદરતી લીલાથી, વળી કહેઃ
'નથી તારૂં કાંઈ સકલ રચના છે કુદરતી

નિસર્ગે સંધાતું, ત્રુટિત પણ મેળે થઈ જતું"
ભલે સંધાતું ને ત્રુટિત બનતું કોટિકક્રા.
તને ના વિધિની પડી, પછી વિધિને તુજ તમા?
મને તો બન્નેની પડી, અવશ એવો આકરમા!

## નવદંપતીને

---

વસિષ્ઠની વૃત્તિનું સ્થૈર્ય પામો,
અ-રુંધતી પત્ની શું સૌખ્ય જામો;
ને પાર્વતી-ધૂર્જટિ યોગ જેવું
સૌભાગ્ય પામી, રસદીક્ષિતો હો!
માણો રસૈક્ય સહચાર યુગાન્તરોના.

## ઠગારી પ્રેયસીને

---

અષાઢ ઘન શાં લસ્યાં પ્રથમ વર્ષણોન્મુખ ને
રસે હૃદય ના રસ્યાં, જીવનગીત ગુંજ્યાં ન જ્યાં
થયાં મૃગસલિલ, ઇન્દ્રિવરણાં! શરદ્મેઘ શાં!
ઘને ગગન ગાભરે વિજળી તેજ્યીરે શમે
ક્ષમે ગગનઅંગ, અંતરવ્યથા ચુએ બિંદુમાં.
ગયાં, જીવનમાં સ્મૃતિવિજ્જીનો લીહો થાવ દૈ.
રૂઝયા સમય-ઔષધે હૃદયઘાવ કૈં જ્ઞાનથી
ખરેખર રૂઝયા? નહીં સ્મિતમુખે ઉરે અગ્નિ છે,
હિમાદ્રિ ઉરમાં ધખે લખલખન્ત જ્વાલામુખી!
ગયાં, અદય થૈ ગયાં શરીરથી, સ્મૃતિથી નહીં
સદાય સ્મૃતિકીટ તીક્ષ્ણ કુર્ણ ઉર કોર્યા કરે.
ક્ષણે ક્ષણ જલે હયું ચરર કૈં ફટાકા સમું.
અગોપ નભતારલા દિનપ્રકાશમાં, ગોપ થૈ
નિશા-સમય તેજનાં કુસુમ શા પ્રકાશી રહે
દિને સતત જાગ્રત મન-નભે સ્મૃતિ-તારલા
અગોપ લસતા, ઝગે, ઝબકતા નિશા સ્વપ્નમાં.
ભૂલું સતત, ના ભૂલું, વિતથ વિસ્મૃતિ-યત્ન સૌ.
હવે શરદવાદળી! જીવનવ્યોમ વ્યાપી ભરો
સદાય ગરજ્યા કરો, પ્રણયમેઘ વર્ષ્યા વિના!
ન સ્નેહ-ખટકો ઉરે, અભરખો ન વા ઑરતો!

## તને હૃદય શું કહું?

---

તને હૃદય શું કહું? કહી ક્યાં ચૂરા જીભના
ખૂટયાં કઠણવેણ વજ્રકપકા, ખૂટયાં આંસુડાં
ખૂટી નફ્ટ! તોય લેશ નફટાઇ તારી નહીં
તને હૃદય શું કહું?

કહ્યું નહીં ફરી ફરી? નવગુલાબ જ્યાં ત્યાં બાંધે
ન કંટક વિના ક્યહીં કુસુમ, તોય તું મૂઢ થૈ
લઇ રઢ સુદૂર દૂર જગબાગ ખૂંદ્યા કરે
અને ભ્રમવને ભૂલી ભવ મહીં કૂટાતું મરે
તને હૃદય શું કહું?

કહ્યું વિમલ બુધ્ધિએ: નયન ચિત્ત રૂપે ડગે
ન લેશ ડગ, રૂપ શું ક્ષણિક સાંધ્ય-લાલી સમું
વપુ લલિત! માળખું ચરમ અસ્થિ શોણિતનું
છતાં ફટ ભુંડા! ભમે મસ પીધેલ મર્કટસમું
તને હૃદય શું કહું?

કહ્યું અમિત દૃષ્ટિએ: જીવનગીત મંજુ ચહે
સમષ્ટિ મહીં વ્યષ્ટિને લય પમાડ, સિન્ધુ નદી
સમાં, પણ કુટિલ હે હૃદય સ્વાર્થ રંગ્યા! સદા
સમષ્ટિ પર વ્યષ્ટિના ગગનચુંબી મ્હેલો ચણે
તને હૃદય શું કહું?

કહ્યું કવિવરેઃ 'જુઓ નયન સ્થૂલ ના એટલું
લસે ગગન ઉર્ધ્વ' એ અમિત ઉર્ધ્વ, ઊંડું મહીં
પ્રકાશ તણી સૃષ્ટિઓ અગણ્ય, સૃષ્ટિ બિન્દુ સમી
ત્યહીં કવણ તું અલ્પ! અજબ તારી શેખી છતાં
'અહં મમ્' હુંકારથી જગ ગજાવી ઘૂમે બધે
તને હૃદય શું કહું?

સુણે હૃદય તો કહું: 'ક્ષણિક, પ્રેય આ ફેલ સૌ
વિછાંડ, સત્, શ્રેય સૌ જીવનમાં ભરી ભવ્ય થા!
કહું હૃદય એટલું, અધિક આથી હું શું કહું?
ત્હને હૃદય!—

## જીવન જીવીએ

---

જવા કાજે જન્મ્યું જગત સઘળું તો કશી વ્યથા?
સમષ્ટિ ને વ્યષ્ટિ તણી વિધિ-લખી દુઃખદ કથા.
સખી! એળે ન્હેતું જીવન ધરીને હારણદશા?
વ્યથામાં? આંસુમાં? જીવન જીવીએ, માનવ બની.

## હવે હદ થઈ

---

હવે હદ થઇ, અરે! નફ્ટ કોણ જેવાં તમો?
કહ્યું નહિજ લાખવાર વિનવીઃ પધારો, ટળો.
વસન્ત પગલે ગૃહે ગરીબ માહરે આવિયાં
વસન્ત શર શાં બન્યાં! બહુ થયું, પધારો હવે.
ઉરે પ્રથમ માનિયાં ફુલ સમાં, સુધા સત્ત્વ શાં
દીધાં અધિક માન, વ્યર્થ અપમાન પી આપનાં.
'વસન્ત રચી રાચશો જીવનમાં' રૂડા ખ્યાલમાં
કીધા હૃદય આગળા, મનની ખીડકી આભશાં.
પરન્તુ ફુલ શાં તમો શર થયાં, સુધા સત્ત્વનાં
હલાહલ બન્યાં, હલાલ કરવા હયું, બેહયા!
ન લાજ થડકાર કે નહીંજ કંપ લેશે દયા
ઉરે તવ, હતે કદા, પુનમની અમાસો થતે?
સલામ! સ્મરનાં શરો સ્મરણ! ભૂત શાં નાચતાં
યદા શ્રમિત ભગ્ન ઊર ઘડીબેઘડી નીંદરે
ગમે ન તમને અને હૃદય બુદ્ધિ પ્રવૃત્તિમાં
લગે, થઇ જતાં ખડાં, બધિર શૂન્ય બુદ્ધિ બને!
ગમ્યું હૃદયને ખરૂં, વ્યરથ શોક શો? લાભ શો!
બન્યું ન બનવાનું જેથી દિલગીર લાચાર છું.
હવે? ઉજડ વાડીમાં નહીંજ કંટકો વેરશો,
દયા! નફ્ટ નૃત્યથી ઉરધરા નહીં ખૂંદશો!

અહો! ધીરજની ગઇ ધીરજ, ધૈર્ય લેશે નહીં,
નહીં સહન શક્તિ કે તપનવૃત્તિ હૈયે રહી.
તમે સ્મરણ! વિનવું વિનયથી પધારો હવે
ન લેશ અવશેષ કો સ્મૃતિ તણો રહો જીવને!

## સુધાને

કુંદનું પ્રતીક કશ્મલ ચંદ્રભાલે,
કીર્તિ સુધાકરની વાધતી આપવાસે;
ખારાશ સારી જગની વસી સિંધુ હૈયે,
રત્નાકરે વસી તમે કીધ માનવંતો;
સત્સંગ સાધુજનનો, ઉપકાર, દિવ્ય!

## સખીને—

" હવાં મૃત્યુ માગું, સહન કરવું ક્યાં સુધી સખે !
ખૂટયાં આંસુ, આશા, ધીરજ, નવખૂટયું જીવન આ.
અદૃષ્ટે ચાલે આ જીવન જગમાં, જ્યાં પ્રણયના
પીસે પ્રાણો પેલું અદય અદીઠું તત્ત્વ વિધિનું !
સખે ! મૃત્યુ માગું ! "

" સખી ! આક્રન્દો આ હૃદયદલનું ક્રન્દન કરે
પ્રતિઘોષે એ તો જીવનમહીં નૈરાશ્ય ઉભરે.
હરે ચૈતન્યોને ઉરતણી ગુહામાં તમ ભરે
અરે ! મૂર્છા લાધે, મરણ જીવને તાંડવ કરે !
સખી ! માને મૃત્યુ-પવન કરશે દુઃખઘનને
પરાં, મુક્તિ તારા દુઃખદ જીવ આત્મા સકલની ?
અનન્તે તો મૃત્યુ જીવન વિણ આદ્યન્ત વિલસે
સખી ! વ્યક્તે મૃત્યુજીવન દમતું ડારતું હસે !
પ્રિયે ! તું જાણે છે નથી મરણ રે રૌદ્ર વરવું
ઘણી વેળા મૃત્યુ જીવન થકી જો ભવ્ય નકી છે
ખરે, મૃત્યુથીયે જીવન જીવવું તો વિકટ છે.
સખી ! તો બન્નેના જગતમહીં આ મોહજ કશા !

નકી સ્હેવામાં તો હૃદયગુણવિકાસની કથા
ચઢે આત્મા ઊંચે સહન કરતાં તો શીદ વ્યથા ?
પ્રભુ પાત્રે દે તો દુઃખ, નહીં અપાત્રે, હૃદયમાં
નથી શ્રદ્ધા ? દે તો દુઃખ અધિક ના શક્તિથી વધુ.
સખી ! સેવો શ્રદ્ધા, જીવનક્રમમાં સ્થાન સુખનું
લહ્યું જે તેથી યે અધિક દુઃખનું સ્થાન નથી શું ?
મને તો શ્રદ્ધા છે દુઃખ મહીં વસે ગર્ભિત સુખો.
છલે દુઃખો કેરા જલધિ સુખના પર્વતતલે !
નથી આયુ આપ્યું વહન અરથે, આપ્યું જીવવા.
સખી ! શાને સેવો સભર જીવને હારણદશા ?
મળ્યું છે તો માણો, જીવન ક્યવાટે શીદ વહો ?
જીવો આયુ એવું ક્ષણ મહીં ભરી કોટિક યુગો !"

## જો ભાગ્યમાં મિલનો

જ્વાલા વા વડવા, કલિ, વિરહીશો, શો તાપ આ ગ્રીષ્મનો !
લૂ જાણે ધરણીપ્રિયા વિરહના નિઃશ્વાસ નાખી રહી.
યોગી શ્વાસ રૂંધ્યા સમા પવનની પાંખો પડી સ્થિર છે.
જાણે કે પુટપાક વિધિ જગનો ! વા-ગંડળે ધામ છે.
રાણી આ અવનિઃ શકે વિરહિણી ! પર્જન્યરાજા નભે
બંદી શા છડી ઓલી બહીં કરતા કેકા-કલાપે કલા ?
ગોરંભી ગગને ગડે ઘનઘટા કો ભૈરવી સત્ત્વ શી
ઉષ્માને ઉકળાટ આ અવનિ ને આકાશનાં શાં વધ્યાં !
ધારીને જલગર્ભ વાદળી સુહાસિની નભઃપ્રાંગણે
લીલાથી લળકે, ચીરે ઘનઘટા ઉન્મત્ત શી વીજળી
આકાશીપથને પ્રકાશથી મઢે પર્જન્યની દર્શિની
આશ્લેષે તપ-યોગ બાદ પૃથિવી-પર્જન્ય ઉમેશ શાં !
ઉષ્મા આ, ઉકળાટ આ, ઘનઘટા ને વીજ ભાલાઃ બધું
સ્હેજે સૌ સ્મિત શું સહી શકું સખી ! જો ભાગ્યમાં મિલનો !

## જ્વાલા જીરવવી

---

શમી ગ્યા સૌ શ્વાસો, હૃદય પડિયું બંધ, વિરમી
લીલા ઇંદ્રિયોની, મન મર્યું, ભર્યું ચેતન જગે.
ઉડયો આત્મા, આમાન્તર કરી સખી ! ક્યાં વિરમશે ?
ન–જાને, જાણું આ, જગ જીવનમાંથી વહી ગયાં !
અહીં સામે, તારી ભડભડ બળે ચેહ, પલમાં
બધું સ્વાહા થાશે અગનઉદરે, ભસ્મ મળશે !
સહુ જોવું મારે કરમલખિયું, ક્રૂર વિધિએ
ઉંડી લાચારીથી, ધરી શરીરને મૂઢ મનડે !
અને બેળે રોકી, કયમ કરી વહે નેત્ર ઝરણાં
ઠરી સ્વાસ્થ્યે રહેવું, જીવન જીવવું આ જગતમાં
વિના તારા, તારાં સ્મરણશ્વસને, વાત કપરી.
ભલે, તે યે થાશે, અણુ અણુ મહીં જ્યાં તુહી તુહી !
બધું સ્વાહા થાશે, ભડભડ ચિતાયે કજળશે
સખી ! હૈયે બીજી અશમ નવ ચિતા પ્રજળશે.

## પરિવર્તન

આજે થયું વરસ દોઢ ભૂમિ પરે આ
ચાલ્યે ધરી ચરણ તોય સહસ્ર વર્ષે
ચાલ્યો શકે, ધરતીની પરિચિતરેણુ
જે સ્નેહ સાક્ષી સમ, તે ન રહી પુરાની!
જોતાં જ એ ભૂમિ પુરા નવ ઊર ઉઠે
શો શોર આ સ્મરણભૂત મચાવી નાચે!
જાણે પતંગ અગણિત વસંત માંહી
કે શાપમુક્ત સ્મૃતિ જે સણકે સતાવે!
છે ભૂમિ એ અસલ, કુંજ નિકુંજ એ જ,
કેડી પ્રલંબતી સુદૂર પુરાની તે જ,
શિલાતણો શકલ આસનરૂપ એ જ,
એ મેંદી, વૃક્ષ વણઝાર, કુલોનું ટોળું.
ને, કાલચક્ર ફરતાં રહ્યું એનું એ જ!
કિન્તુ થયાં અજબ આ પરિવર્તનો શાં
આ આપણી અસલ સ્નેહની સૃષ્ટિમાંહી!
રે! સ્વપ્ન! ગૂઢ સમણાથી બન્યા બનાવો!
પૃથ્વી લળી લળી તદા પથ આપતી'તી!
સંગીત ત્યાં અજબ બાજતું બે ઉરોનું.
ગૂંથી કરે કર, પદે લય, એક આત્મા
બે દેહમાં શરદચંદ્ર સમો પ્રકાશે.
ઉષ્મા ઉરે ન, મન શૂન્ય, વિરાગી, ભગ્ન,

અસ્પષ્ટ અંતર તલે, જગભાર વ્હેતો,
સ્હેતો ઉરે અસહ દુઃખ, જૂની ભૂમિપે
આત્મા વિના, શરીરથી પથ માંડ કાપું!
કોકિલ કામ્ય કૂજનો, ન કલાપી કેકા
ભાવે ભર્યાં ભ્રમરગુંજન પુષ્પપુંજે,
ના નાદ, નૃત્ય, રવ રમ્ય, નવીન રંગો
પ્રકૃતિ લક્ષ્મી સ્પરશે ન, દિલે દુણાયા!
કહે, એવું છે શું સખી! સખ્ય મહીંજ તારા
જે પૂર્ણજીવન ભરે જીવને જ ઠાલા.
લાગે ભર્યું જીવન તું વિણ વેઠ, વૈરી
શું, રંકજીવન વિષે સમ રત્ન તુંજ!
રે એવું છે શું સખી સખ્ય મહીંજ તારા
જેથી બને પ્રકૃતિ આ જડ પ્રાણવંતી!
તારા વિના જડ બને નવપ્રાણ વાસી
આ શી દશા વિવશ! ના ઉર, જીવ મ્હારાં!
દૃષ્ટિ કટાક્ષ પડતાં મનમ્લાન હાસે,
હાસ્યામૃતે નયનમાં નવતેજ વાસે,
વાણી રસાયન રસે, ઉરના વિલાસે
તેજસ્વી, પ્રાણપ્રદ જીવન આ પ્રકાશે.
આશા ભરે જીવનમાં, જડતા હરી લે,
ઊણેટી હારણદશા, ભગને ભરે જે,
જે આંબવા, દ્વિદશ અંબર ઉડવા દે
શક્તિ અનુપમ, પ્રભાભર્યું સખ્ય તારૂં!
પ્રત્યેક કાર્ય થતું તારી જ પ્રેરણાથી

ઉત્સાહ ને દ્વિગુણ શક્તિ વધે વ્યથામાં,
અદ્‌ભુત કૈંક હતું સ્નેહની એ કથામાં!
જે કાલશેષ બનતાં બન્યું સર્વશેષ!
આંખો સરોવર શી સ્વચ્છ પવિત્ર સ્વસ્થ
ને સ્નેહ માંહી ચળકે, ઉભરાય અંગે.
ગુલાબી ગાલ, નવ લાલ સરોજ જેવું
જેમાં મધુ સભર તોય વિષાદ છાયું!
ઠાલી ક્ષણો જીવનની સ્મરણે ભરૂં છું,
સ્વપ્ને મળી, અસહ વિરહ સંહરૂં છું;
કર્તવ્ય સૌ જગત જીવનનાં કરૂં છું,
દિક્કાલના અસીમ સિંધુ વિષે તરૂં છું!

યાચના

---

હાસ્યે હસું અવરના રુદને રડું હું,
દે એવુ હૈયું જગજીવનમાં પ્રભો તું.

---

કાંઠા બે, જલ એક, ઓઘ જલના બે પાસ પાસે વહ્યા,
યોગે આ ભરતી તણા, સલિલના બે ઓઘ એકે ભળ્યા.
સંસારે જલ શી સ્થિતિ, હૃદય ને આત્મા સદા ઝંખતા
આત્મા ને ઉર ઐક્ય અન્ય સહ તે, પામો સ્થિતિ દંપતી!
एकोऽहं बहुस्याम् વૃત્તિ પ્રબળા નિસર્ગના સર્જને,
વિશ્વકર્મ પ્રભુ તણા મન થકી જ્યારે જગે વિસ્તરી—
આ સંસાર રૂપે, વસી જન ઉરે, જે વ્યક્ત લગ્ને બની
એ વૃત્તિ શુભ આ પળે બની રહો કો ભદ્ર સૃષ્ટિ સમો!
સૃષ્ટિની રચના વિષે બીજ રૂપે, મધ્યે અને અન્તમાં
સોહે આદિ સ્વરૂપ, કોટિક રૂપે, એકાકી મૂળે લીલા
જેની યોગમ ચેતને જડ મિષે વ્યાપી, ચલાવે વળી
સંસારે નયરાજ્ય તે રતિપતિ, રક્ષો સદા દમ્પતી!
લગ્ને બે વપુ સ્થૂલ લગ્નિત થતા લગ્નો બને દેહના,
આત્મા આત્મની સાથ યુક્ત બનતા, એ આત્મલગ્નો બને
જામે યોગ શરીર ને શરીરીનો આદર્શ એ લગ્નનો,
એ આદર્શની સિદ્ધિ કાજ બનજો સિદ્ધાર્થ હે દંપતી!
જે અચ્યુત વશિષ્ઠ પત્ની પ્રણયે છે ધ્રુવ આકાશમાં,
જેની પત્ની અરુંધતી, ઉભયનો વિકાસ ના રુંધતી
દેહો બે, ઉર એક થાય ભળતા શ્રદ્ધા, રતિ, ભક્તિ મીં,
એવા સ્થિર વશિષ્ઠ ને અરુંધતી, રક્ષો નવા દંપતી!

ડોલાવે તૃણને અનિલ, નવ એ ઉખાડતો મૂળથી,
તૃણે ના ઉખડી પડે, ળળી રહે, વાયુ શું નાચી રહે.
છે પત્ની તૃણ શી, પતિ અનિલ શો, સંવાદી નૃત્યે વહે,
કો સંગીત શી જીંદગી, જીવનનો એ લક્ષ્ય હો દંપતી !
ખાંડા ધાર શી કેડી આ જીવનની, કાંટા ગુલાબો ભરી,
અશ્રુ હાસ્ય, તિમિર તેજ જીવને, દ્વંદ્વો રહે આથડી.
સુધા ને વિષ મંથને મળી જતાં, પીજો શિવા શિવ શાં—
આ સંસાર સમુદ્રનાં સફરી હે, ચાહો સહો, દંપતી !
આ ચૈતન્યમયી લીલા પુરુષ ને પ્રકૃતિ યોગે બની,
ચાલ્યો સર્જન તન્તુ કાલ દિશમાં આદ્યન્ત એને નહિ.
મધ્યે સર્જન વ્યક્ત થાતું જગનું, દ્યાવા પૃથિવી સમાં—
તેમાં ભવ્ય અનન્ય સૃષ્ટિ સરજી સ્નેહે જીવો દંપતી !

## હેમન્તની શર્વરી

મોડી રાત્રિ વિષે ગૃહે પતિ પળે, રોમાંચ અંગે, ધ્રૂજે
સિત્કારે વદનેથી શંકી ગૃહિણી, રોષે પૂછે, 'ક્યાં હતા ?
આવા ઉસથગામી ક્યારથી થયા ? એ શોક્ય મૂઇ ભુંડી' ?
'શેની શોક્ય ? સખી ! ફૂટી શરીરમાં હેમન્તની શર્વરી'.

## ખોવાયલા કવિતાના ખંડલને—

---

ભલે હો વા ના હો પ્રખર પ્રતિભાનાં ફળ તમો,
કદા હો સામાન્યા જગત નજરે, કિન્તુ સુજને
હતાં વ્હાલાં જાણે હબસીઅબલાબાલક સમાં
તમે જાતાં મારૂં શું શું નવ ગયું? કાંઈ ન રહ્યું!
તમે ક્યાંથી જાણો, મથન મન બુદ્ધિ હૃદયનાં
પ્રસૂતિ પીડા શાં, સહન કરતાં માંડ પ્રગટ્યાં
જરા કાચાં પાકાં કઠણ કુમળાં, કર્કશ લૂલાં,
સમાર્યાં સંસ્કાર્યાં, અસલ નવ દીક્ષિત કરિયાં.
રચ્યાં, પાળ્યાં, પોષ્યાં હૃદયરસથી પ્લાવિત કર્યાં,
ઉડાડ્યાં આકાશે, અભિનવ વિચારે રસળિયાં.
નવા છંદોનાં ઝાંઝર ઝમકમાં લીન કરિયાં
લીલાથી રાચ્યો ત્યાં, અદય સહસા ગૂમ બનિયાં.
શિયાળાનાં સોણાં, મધુર નીંદરા, ગ્રીષ્મની ઝડી,
વસન્તી વાયુ, કોકિલ કૂજન કાળે, વરસતા
મહા વર્ષાકાળે,, વિધવિધ સ્થિતિની અવનવી
અવસ્થા ઊર્મિની મહીં હસી, રડી, રાચી રચિયાં.
ઘણી વેળા પ્રિયા થકી પ્રિય થઇ શોક્ય બનતાં,
ત્યજી રોતાં ફૂલો અધિક કરતો લાડ તમને.
ઠરે ચરણો–થાતું તનુજ જનમ્યાથી સુખ વડું
મળે વિશ્વે માઠાં ફળ પ્રણયનાં, દુઃખ અદકાં!

હતાં કાળા લીટા ! નહિ નહિ નહીં સ્વાનુભવનાં<br>
તમે સંતાનો કૈં, કંઇક સીમ સ્વાનુભવતણી<br>
વટાવી સર્વાનુભવ હદ મહીં સ્હેલ કરતાં<br>
હતાં આશા, ઉદ્‌બોધન, પ્રકૃતિ, પ્રીતિ કવન એ!<br>
વિધિથી નંદાયું નસીબ સુજતું ને ગૂમ થયાં,<br>
તમારાં ને મારાં કરમ! લખિયા લેખ વિધિના.<br>
હતી આશા હૈયે ક્ષર જીવનને અક્ષર કરૂં,<br>
ખરે! જાતાં અક્ષર, ઉભય બનિયાં આપણુ ક્ષર!<br>
હશો ક્યાં? શું થાશો શિશુક કરમાં નાવ ફુલગા?<br>
ગૃહસ્થીને ચૂલે? અગર ધબકે જ્યાં સખી સખા–<br>
સંબંધોની ઊર્મિ મહીં નહિ વીંટે દાલ ચીવડો<br>
ચવાણું કો લેયો? અગર પડિયાં શિષ્ટ કરમાં?<br>
હશો રેંજી પેંજી, સમય ઉદરે ગ્યાં, ઠીક થયું,<br>
કદા હો જો સરવે, સમય વહને વ્યક્ત બનશો–<br>
જુદા રૂપે રંગે, નહિ નહિ કશું નશ્વર જગે,<br>
પુનર્જન્મે પાછાં હૃદય સરસાં ચાંપીશ તદા!

# ઘોડા શરતના

વછેરા શા વત્સો ! વરજી ઘર, શાળા વન મહીં
રહી, ખેલ્યા ખીલારહિત, રશનાવીણુ અભયે
વધ્યા નિર્બંધે ને મનભર તૃણાંકુર કુમળાં
ચર્યા, ચારાન્તે પી અમલજલ વૈડૂર્યમણિ શાં
ફર્યા ફાવે ત્યાં એ વનમહીં અકેલા, સમૂહમાં,
કૂદ્યા, દોડ્યા કેવા પવનગતિએ ! આભ શું ભરી
ભરી ફાળો, ચાળો ઉછરી રહી શી રંગત મહીં
વછેરા શી વત્સો ! પ્રગટી અહીં લીલા અવનવી !
વછેરાના વાધા વરજી બનશો વિશ્વવરના
વડા વાજી વેગી, ચપળ કરી સંયુક્ત કણો
ધરા ખૂંદી ખાંતે ખરીથી, હહણી મેઘ સરખા
ગરો શા છૂટેલા, પવનગતિ ઘોડા શરતના !
થશો, થાઓ, જાઓ અસીમ જગને યે ખૂંદી લો
કુંણો ચારો, પાણી, વન, પ્રતિડગે સૌ શ્વસી રહો !

## ભલે આવ્યા—

ભલે આવ્યા, આવો, ધન ઘડી, દહાડો ધન લહું;
તમારે આવ્યે તો ગૃહ, ઉર અને કૂળ ઉજળાં.
વિના તારા લાગે અમ ગરીબનાં ગૃહ અડવાં;
છતે સુખે લાગે ઉણુપ, દુઃખ બોજો દિલ વહું.
પ્રભુએ પોષ્યા છે જનની ઉદરે, આર્દ્ર ઉરનાં
તમારાં સુણીને વિલપન, કર્યા મુક્ત, જગના
પ્રકાશો પીધા ને અચૂક અડશે વૈષ્ણવી હવા,
ભૂલાશે સૌ, ભૂલો નહીં જનની ને નાથ જગના.
ત્યજી માતા ખોળો, ઘર ઉંબર ઓળંગી નિરખો
બૃહદ્ માતા પ્યારી જનમભૂમિ, જે કારણ રૂપા
તમારા જન્મ્યાની, અવશ પડી જંજીર ઝકડી;
જઈ તોડો બેડી અગર તૂટી જાવો, દુઃખ કશું ?
અહીં આ જાગેલા જનમભૂમિ સ્વાતંત્ર્યહિતના
મહાયજ્ઞે હોમી બલિ સમ તનુ હે તનુજ જો
જરા જ્વાલા રાખો જલતી જીવતી, ધન્ય જીવવું !
અમારૂં ને ત્હારૂં, જનમભૂમિનું ને જગતનું !

## સખે !

સખે ! તારી બાંકી બીજશશિકલા ભવ્ય નિરખી
બીજે પૂર્ણેન્દુનાં દરશન લહું, અંતર હસ્યું.
બનું હર્ષોન્મત્ત, અજર સ્મરૂં ઉત્કર્ષ અરથે
ચહુંઃ 'સાતત્યેથી પ્રગતિ પથપે સત્વર પળો'!
સખે! કિન્તુ જેવી કુસુમવનની કોમલ કલિ
સુંવાળી ને શીળી, સહન ન કરે ગ્રીષ્મની ઝડી,
બન્યો રાહૂ કૂડો પ્રતિકૂળ બીજેન્દુ ગ્રસી ત્યમ
સદાનાં થ્યાં તારે જીવનશશિખગ્રાસ ગ્રહણુ!

સદાનાં? ના, કાંકે સ્થિર નવ કશું અસ્થિર જગે
બધું આવે જાવે વિમુખ અભિમુખે ય બનતું.
ઝુકેલી જો વર્ષા સુખદ દુઃખદા ગ્રીષ્મ ઉપરે,
નિશાના અંધારે શિશુક રવિનાં રમ્ય કિરણો!
વસ્યાં દુઃખે સુખો, અકળ નિયતિની કૃતિ લસે,
સહે કાં ના માની નિયતપદ દુઃખોનું જીવને!

# કોલસો

---

હતો લઘુક છોડવોઃ મનુજ બાલ શો આદિમાં,
અનેક ઉર નંદતો, પછી ઘટા અડાબીડ થૈ
યુવા મહીં, પ્રચંડ પૂષન્ પીડિતપંથી શિરે
ઢળી, શીતળ છાંયડી કરી, ન ગર્વ લેશે ઉરે.
અને અવધ પાકતાં ફૂલફળે ફળ્યો ને લળ્યો
ધરા પ્રતિ, રસે ગુણે મધુરવાં ફળો અર્પતો.
યુવા ગઈ, જરા થઈ, રસ, ત્વચા ગયાં પર્ણ સૌ,
ઢળ્યો અવનિપે, સહ્યા ક્ષત કુઠારના કારમાં!
હસન્તી ઉરમાં જલી કંઈકનાં બની ઈન્ધન
પ્રકાશ કીધ તિમિરે, મનુજ ઊર ઉષ્મા ભરી;
ઠર્યો, નયન વ્યાઘ્ર શી ચમક ગૈ, થયો કૂબડો
અને જીવન દુઃખડાં થીજી જતાં થયો કોલસો!
મને જીવનદુઃખ ? ના, જીવન ભોગવ્યું ને જીવ્યો,
રચ્યો જીવનનેમ તો શીદ ન ધન્ય હું કોલસો!

## આકાશી મેઘને—

---

આકાશી મેઘરાજ આવો!
આકાશી મેઘરાજ આવો આવો તમે
આકાશી મેઘરાજ આવો!
નીલઘેરા ઊંચા ગભીરા ગગન થકી
આકાશી મેઘરાજ આવો!
દવથી દાઝન્તી આ દુનિયાપે વર્ષે કો
દેવર્ષિ અમૃતધારો,
એવાં વરુણ દેવ લખલખતી ધરતી પર
ગગન સાયર નીર લાવો;
આકાશી મેઘરાજ આવો!
પલકમાં મેઘચમૂ ફલકે ફેલાવી રૂડા
રાજવી શા ખલકે સુહાવો,
વાયુવંટોળના વાજીએ વિરાજી આ
સૃષ્ટિ સલિલે છલકાવો!
આકાશી મેઘરાજ આવો!
ગ્રીષ્મ તણા પંચાગ્નિ વૈશાખી તપ તપી
પૃથ્વી પ્રિયાનો ધખારો!
રાગી શા આવી અભિસારે, આલિંગને

વિરહવ્યથાને વિદારો,
આકાશી મેઘરાજ આવો!
વ્યગ્ર, ઉદ્ગ્રીવા પિયાસી ચાતક જમાતની
વણ બૂઝી પ્યાસને બૂઝાવો,
પૃથ્વીનાં પંખી પશુ, પૃથ્વીના પુત્ર તણી
આગ ઠારી, આશને મો'રાવો!
આકાશી મેઘરાજ આવો,
સરિતા કૃશાંગી સર્પ! વિરહી વનો વિલાય
સંત શા શે' શૈલરાજ તાવો!
શેષકાળે મેઘવન વરસી સંતો શા તમો
સરિતા કાનન શૈલ ઠારો;
આકાશી મેઘરાજ આવો.
પ્રિયા પૃથ્વીની ડીલે ગ્રીષ્મરૂક્ષ ઓઢણી
ઉશેટી નીલી ઓઢાવો,
પ્રિયાની આંખ સમાં પલ્લવ સરોવરે
પ્રેમાશ્રુ ઓસર્યાં બઢાવો;
આકાશી મેઘરાજ આવો!
ગગનને માંડવડે ઘનનાં મદન-ઢોલ
ઇંદ્રિ ચાપ મેઘમાળ થઓ,
વીજળી મશાલ, વાય અવનિ આકાશ ભરી
મોર ટોળાં સૂર કેરો પાવો;
આકાશી મેઘરાજ આવો.

ત્રિવિધ, સંસારના વ્યાધિથી તપ્ત આ
હૈયાને અમીરસ પાઓ,
જગતજીવન કેરા પાપપુંજ ધોવા
પુષ્કરાદિ બારે મેહ ધાઓ;
આકાશી મેઘરાજ આવો !
ધરતીના નાથ મેઘ ! અબળેની આશ તમે
રૂડો શો સાજ સજી આવો,
એકેકા બિંદુમાં કરુણા સભર ભરી
વિશ્વે નવજીવન વહાવો,
આકાશી મેઘરાજ આવો !

## અગમ્ય વેણુ

વાઈ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા !
વીંધ્યું એ વેણે સુખસ્વપ્ને સરેલું આ હૈયું કનૈયા !

જાવું તું જાય ત્યાં,
ગાવું તું ગાય ત્યાં,

એવી લગન તેં લગાડી, જગાડી ભાનભૂલી કનૈયા !
વાઈ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા !
કોટિક કાળ લગી ભમવું વિહંગ શું માળા વિહોણા,
જીવનબંધન શી માયા સંસારની છાંડી કનૈયા !

આવું તું જાય ત્યાં,
ગાવું તું ગાય ત્યાં,

તારે રાગે રાગ ગાવો ને તાલ તને દેવો કનૈયા !
વાઈ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા !
સુવર્ણના ફૂલ, ઝરણાં અમર, ઇંદ્રિવાડી કનૈયા !
ઉદાસી ચમના કાળા ને શાંત સ્તબ્ધ રાજ્યે કનૈયા !

વેણુ સુણાય જ્યાં,
આત્મા ગુણાય ત્યાં,

જહન્નમ જન્નતમાં જાવું, ના દિલને ડુલાવું કનૈયા !
વાઈ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા !

અદ્રિનાં શૃંગ ના રોકે, ના ઉદધિ ઉંડાણો કનૈયા!
ક્યાંથી આ દેવપાંખ ફૂટી, અવકાશે ના ડારે કનૈયા!

દિશા ને કાલનાં
રોધે વ્યવધાન ના,

રોકે ના કોઇ હવે પીતાં અમૃત તારી વેણુનાં કનૈયા!
વાઈ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા!
વીંધ્યું એ વેણે સુખસ્વપ્ને સરેલું આ હૈયું કનૈયા!
વાઇ અજબ શી આ વેણુ કદંબની ડાળે કનૈયા!

## સંતોષ

લાંબા પ્હોળા સરિત્પટની લેશ ચિંતા ઉરે ના-
ચિંતા માત્રઃ નિશદિન વહે નીર સત્કર્મનાં ને
સંસ્કારોનાં અતલ નહિ તો સ્હેજ ઊંડાણ હો, તો
સિંધુની સૌખ્ય સેવી, અમર જીવનને પામવું સ્હેજમાં છે!

## યુવાની રહસ્ય

---

આયુષ્યનો નિયતકાલ નહીં યુવાની,<br>
યુવાની છે મનની ભવ્ય સ્થિતિ, ખુમારી<br>
સંકલ્પની સુદૃઢ, વા ગુણ કલ્પનાનો,<br>
ઊર્મિનું પૌરુષ, ભીતિજય શૌર્ય કેરો<br>
સુખાળવી સ્થિતિ પરે જય વિક્રમોનો.<br>
વૃદ્ધત્વ ના ધર કરે સ્થૂલ આયુ-આંકે,<br>
આદર્શ-છેહ મહીં વાસ વસે અવસ્થા.<br>
વાર્ધક્યની કરચલી તનુપે પડે છે,<br>
આત્મા તણી કરચલી ઉત્સાહ ઓટે.<br>
ચિંતા ચિતા સમ, ભીતિ, ભ્રમ, આત્મશંકા,<br>
આયુષ્ય કો અમિત શાં, શિર ઉર્ધ્વ મૂર્ધા<br>
સ્હેજે કરે નત, ભરે જીવને નિરાશા<br>
ને પ્રાણ કેરી ભરતી મહીં ઓટ આણે!<br>
નાવીન્ય-નેહ, નવરાગ ઉંડુ નિહાળ્યે,<br>
વસ્તુ-વિચાર વળી તારક શાં વિલોક્યે,<br>
સ્થિતિ પ્રતિકૂળ તણી પ્રતિકાર શક્તિ,<br>
'હાવાં શું'? બાલક ઉચિત રુચિ અતૃપ્ત,<br>
આયુષ્યખેલ વળી જીવનમોદ સર્વે:<br>
ધોળું થતાં શિર 'થવા મૂછ દોર ફૂટ્યે<br>
સિત્તેર-સોળ વરસે, નવ લુપ્ત થાતાં.

શ્રદ્ધા-યુવાની સરજે વયની યુવાની,
વાર્ધક્ય આ વય-વપુનું સૃજે કુશંકા.
જાણો યુવાન ઉરમાં ભરી આત્મશ્રદ્ધા,
વૃદ્ધત્વ વાસ ભીતિમાં, દમ આશ માંહીં.
સૌંદર્યના, ધીરજના વળી ભવ્યતાના,
આનંદના, અહમશક્તિ તણા અગમ્ય
સંદેશ જ્યાં લગી ઝીલે ઉર પ્રેરણાના,
પૃથ્વી, અનંત વળી માનવની કનેથી
ત્યાં સુધી જીવનનું યૌવન, મૃત્યુ કેવું?
સારંગી તાર શમી શાંત બને, ન છેડે
સંગીત જીવનનું, ચેતન શૈત્ય ધારે,
નૈરાશ્યહિમ વળી માનવી દ્રોહ–ધૂમ્રે
ઘેરાય આ હૃદયકેન્દ્ર બધેથી જ્યારે,
ત્યારે થશે ખચિત વૃદ્ધ, ન અન્યથા, તો
આત્મા પરે ઘન ઝમો પ્રભુની કૃપાના!

## કરુણાન્ત નાટક

---

એ દેવપંખી ઉડી આવ્યું એકદા
શ્હેરે, મીઠી કાનનકુંજ છાંડી.
બે ચાર લે ચક્કર મોભટોડે
બેઠું ન બેઠું ત્યહીં બાલકોએ
દીઠું અને ચીલ્લી ઉઠયાં અનેરા
આનંદમાં, તાલી દઈ ટહૂક્યાં
એકીરવે, "સુંદર! કેવું સુંદર!
જુઓ જુઓ પાંખ ભુરી મઝાની"!

માણેક રાતા સમ એ શરીર,
બે આંખ તો તપ્તસુવર્ણ જેવી.
એ સ્વર્ગપંખી નીરખી મુછાળા
મર્દો વદેઃ "શું જીવતી બલા આ!
હજી ય! રે શર્મ! મર્યો વિના શે'!
વેચાય ને દામ મળે બજારે"?

ટોળામહીં એક અતીવ શૂરે
કે પ્રેરણા શૌર્યની આવતાં લે
બંદુક દારૂભરી ઠાંસી ઠાંસી
નિશાન લીલી કલગી બનાવ્યું.
છૂટી ન છૂટી ત્યહીં મૃત્યુ મંત્રી

ગોળી શકે ના યમની ફીકીશી!
હૈયું વીંધી, ડાળદ્રુમોની વીંધી
વહી હવામાં સનનાટ કરતી.
ધરા ઢળ્યું શોણિતમાં સુપંખી,
ને સ્હેજ ઝાંખો રવિયે પ્રકાશ્યો!
ભારે નહીં, ના સ્થૂલ સ્વર્ગપંખી,
ટોળું નિહાળે દ્વિજ તાકી તાકી
વદેઃ "અહીં આ ચપટા વપુએ
રે માસ તો છે ચીટક્યું લગીર,
એમાં શું ખાવું? ન વળે ય દાડો!
ને આ પીછાં! ચિત્રવિચિત્ર! જોયાં
પહેલીફરા, કોણ ધરે શિરે કે
ટોપે, હશે, કોક અભાગિયો, છી"!
પાંખો ગ્રહી ને નતમસ્તકે કરી
ફંગોળી ફેંક્યું સરિતા સલિલે.
'દયા! પ્રભુ! એ મળ્યું પંચતત્ત્વે'!
વદ્યા બધા મર્દ કંઈક હાસ્યમાં
ને રોષમાંઃ એ વિખરાયું ટોળું,
જાણે બન્યું હોય ન કૈં અનુચિત;
કિન્તુ કરીને ચિકિયારી કારમી
કંદી ઉડ્યું બાલકટોળું સામટું
ને દેવપંખી સરિતાની ગોદે!
રે એકદા શ્હેર વિષે બન્યું આ
કરુણાન્ત નાટક!

## સાગર છલે—

નાનકડા હૈયામાં સાગર છલે !
સાગર છલે,
ને માંહી વડવા જલે :
વડવા જીરવનાર સાગર છલે.
એમાં લાખ ભાત મોતી,
રહું નિત નિત ગોતી.
રૂડાં પારસમોતીડે ઝરે આતમ જ્યોતિઃ
વડવા જીરવનાર સાગર છલે;
સાગર છલે,
ને માંહી વડવા જલે :
નાનકડા હૈયામાં સાગર છલે !

## મારી વાડીમાં

મારી વાડીમાં મ્હેક મ્હેક ફૂલ,
વાડી વસંતની આંખડી;
ખીલ્યાં ઝાઝેરાં બહુરંગી ફૂલ:
વાડી વસંતની છાબડી. મારી....
ગોટા ગુલાબના ગૌરીના ઉરશા,
છોટા દિયર શા ડોલે ડોલર આ;
મોટા સૂરજમુખી દાદાની ઢાલ શા,
એવાં ખીલેલાં ફૂલડાં અમૂલ:
વાડી વસન્તની આંખડી. મારી....
નમણી કો નાર સમી સોહે ચમેલડી,
કોપેલા કંથ શી આ ચંપાની દેહડી;
મોગરે ઝરે જાણે દંપતીની પ્રીતડી;
વિધવિધ ફૂલડાંની છાઇ શી ઝૂલ:
વાડી વસન્તની આંખડી. મારી....
ડલિઓ કુસુમ બને ઉષાના ચુંબને,
ભાનુનાં ભર્ગ કરમાવે કુસુમને,
સંધ્યાની લાલીમાં સારે નીઃસાસને;

નિશાની ગોદમાં નીંદરે પ્રફુલ્લ:
વાડી વસન્તની આંખડી. મારી....
મારી વાડીમાં મ્હેક મ્હેક ફૂલ,
વાડી વસંતની આંખડી.
ખીલ્યાં ઝાઝેરાં બહુરંગી ફૂલ,
વાડી વસંતની છાબડી.

## ઉદ્‌બોધન

જાગો રે જાગો મૂર્છિત પ્રાણ !
પોત પ્રકાશી આત્મ પ્રમાણ,
જાગોરે જાગો મૂર્છિત પ્રાણ !

પોત પોતાનું પળમાં મોડી
મૂઢતા કેરો અંચળો ઓઢી
મોહની રેનના ઘેનમાં પોઢી
માયા કળણુમાં ડૂલ !
અવળી બુદ્ધિના આંકે તો કીધાં
શૂન્ય તમારાં મૂલ
ઓરે ! ડૂલ તમારાં મૂલ !
અંધારીઓ આ દેશ ન દેખો ?
આપણા દેશનું તેજ ન પેખો ?
તેજ નિશાના ભેદ ન લેખો ?
તિમિરે આંજેલ આંખ ?
જાગ્રતમનની આંખ જતાં તો
ઉડવાની ગઇ પાંખ !
ઓ રે ! ગયાં બેઃ આંખ ને પાંખ !
જાગોરે જાગો મૂર્છિત પ્રાણ !
સાત્વિક જ્ઞાને પોત પ્રમાણ
જાગોરે જાગો મૂર્છિત પ્રાણ !

## ત્રણ કોયલ

---

વાગે વસંતની વાંસળી બોલે
કોયલ ત્રિકાલ શા બોલ,
ભાવની ભરતી ચઢે ..
કાળી કોયલડી વસન્તની
પ્રાશે મંજરી કૂજે કાલા બોલ,
ભાવની ભરતી ચઢે રે.
ગોરી કોયલ ગૃહ કુંજની
કરે ઉર, ગૃહ સ્વર્ગ, રસબોલ,
ભાવની ભરતી ચઢે રે.
અરંગ, અનંગ એક આતમ કોયલડી
બોલે સદાય ગૂઢ બોલ,
ભાવની ભરતી ચઢે રે.
વાગે વસન્તની વાંસળી
બોલે કોયલ ત્રણે દિવ્યબોલ,
ભાવની ભરતી ચઢે રે.

## મહાનલ રાજે

આંખોની કીકીઓમાં મહાનલ રાજે!
મહાનલ રાજે,
તોયે અંધાર ગાજેઃ
કાળી ધોળી કીકીઓમાં મહાનલ રાજે.
એમાં પુણ્યના અંબાર,
ભર્યો પાપના અંધાર.
સુરાસુરસમા સૂક્ષ્મસ્થૂલ તેજઅંધકારઃ
કાળી ધોળી કીકીઓમાં મહાનલ રાજે.
મહાનલ રાજે,
તોયે અંધાર ગાજેઃ
આંખોની કીકીઓમાં મહાનલ રાજે!

# સનાતન સંબંધ

---

કે ગગને ગાજે વનો ઘનનાં ઘણું રે,
કે વનમાં ગહેકે કળાયલ મોર—કે ગગને....
કે રજની ભાલે સુધાકર ચૂમતો રે,
કે કરતાં ચાતક ટોળાં મદશોર....કે
કે તેજના સાગર પ્રભાકર રેલતો રે,
કે ઝુંડ કમલોનાં ખીલતાં ઓર—કે
કે વાંસળી વાગે વૃંદાવનને ભરી રે,
કે સૂરના પુરમાં જગ તરબોળ—કે
કે ફૂલડે ફોરમ ફોરે ને વનમાં વહે રે,
કે મધુકર પીતા મધુ ફૂલફૂલ—કે
કે વિશ્વને સભર વિરાટે જો ભર્યું રે,
કે વામનને વાગે વિરાટની છોળ—કે ગગને....

## રે મન!

---

રે મન! મસ્ત, વિષાદ વિદારો!
ત્રિતય જીતી તું ત્રિલોકી જીત્યું
જનમ-મરણ ભય માર્યો
રે મન! મસ્ત, વિષાદ વિદારો!

જલતરંગ શા તરલ જગતમાં,
ચિંતા ચાક ચઢાયો;
ઉપશાંતિથી સમતા પાયો
ભોગરોગ સબ બાળ્યો— રે મન!

તૃષ્ણાનદમાં ઠેઠ તણાયો,
આખિર કર ફીણ આયો;
અનાસક્ત શાંતિ ઉર ઉગ્યે
બ્રહ્માંડ બ્રહ્મમય પાયો — રે મન!

ચંચળતા મનની ટળી, રસના-
રસ ગળી, શંકા શમાયો,
કમલબિસ કુંજર ક્યમ બાંધે?
અનહદ નાદ સુણાયો— રે મન!

## આતમ જાગે

ટૂંકા આ આયખામાં આતમ જાગે!
આતમ જાગે,
ને મારો સંસાર ભાગે:
સંસારનો સાર મારો આતમ જાગે.
વસી અણુમાં વિરાટ,
ઝૂલે બ્રહ્માંડને પાટ.
મારા વામનવપુમાં ફોરે એનો પમરાટ
સંસારનો સાર મારો આતમ જાગે;
આતમ જાગે,
ને મારો સંસાર ભાગે:
ટૂંકા આ આયખામાં આતમ જાગે!

## વિભો! તારા વિશ્વે–

વિભો! તારા વિશ્વે દલિતપતિતોની પીઠ પરે,
રૂધિરે રંગેલાં સદન નભચુંબી સ્થિર ઠરે;
તનુ તોડે તેને ઉદરભર અન્ને નવ મળે,
ધનોના ગોઝારા અખુટ ધનભંડાર ઉભરે.
વિભો! તારા વિશ્વે પ્રણયઝરણી ના વહી શકે,
નિસર્ગે સંધાયાં ઉભય દિલડાં ના ચહી શકે;
અને ન્હાણું તુલા અસતની નમે, સત્ય સરકે,
જગત્તંત્રી બાજે બસુર સ્વરથી વિશ્વ ભરતી.
લહે બુદ્ધિ આ સૌઃ "નવ દીન દયાળુ તુંય, ન વા
જગે કો દુઃખીનું" રડત ઉર, શ્રદ્ધા સરકતી.
વદે બુદ્ધિ વાણીઃ "દિવસ, સુખ ને સત્ત્વ સઘળાં,
ખરે આવે છે જો રજની, દુઃખ, છાયા જગતમાં."
વિભો! તારા વિશ્વે સુખ મહીં દુઃખો ને દુઃખ મહીં
છલે સુખો! લીલા અકળ, તુજની શેં કળી શકું?

## ઝગો જીવન નભે !

પ્રભો ! ઢાળું ચક્ષુ, તિમિરજલસેના ઉભરતી,
મદે ઝીંકે, ભીંસે વપુમન ઉરાત્મા જીવનને.
યદા ઊંડે ઊંડે ઉર નિધિતલે ઊતરી પડી
ઠરૂં સ્વાસ્થ્યે, ખૂલે નયન દ્રય, શાંત દ્યુતિભર્યાં !
તદા ન્હાળું ન્યારી અસલ જગની ધીંગી ધરતી;
જ્યહાં ઢાળી નેત્રે જડ તિમિરના સ્થૂલ પડદા
નવી સંસ્કૃતિના ધુમસ-ધુરએ મત્તમુદિતા
પળે પૃથ્વી પંથે સ્વકીય પ્રગતિના, પ્રતિ પળે !
પ્રભો ! એ સંસ્કૃતિ ! પ્રગતિ અળપાઇ જગ જતું;
વધેરાતી ઊર્મિ, ધસમસ પશુતા પ્રસરતી.
નરી આંખે અંધુ જગત બનતું, ના દ્યુતિ, દિશા
દિસે, ઝૂલે ડૂલે પ્રલયતિમિરે, રંજ લવ ના ?
પ્રભો ! હૈયે, વિશ્વે, પ્રલયધમસાણો મસ મચે;
સદા શાંત, સ્વસ્થ, સ્થિર દ્યુતિ ઝગો જીવન નભે !

## આપજે, હે પ્રભો !

ન શક્તિ, બળ, કીર્તિ વૈભવ વિલાસની વાસના<br>
ઉરે લગીર ખેવના નહીં—ન યાચના—યાચું આઃ<br>
થતાં સકલ કર્મ જાગ્રત સ્થિતિ મિષે તે સમે<br>
અનર્થ અટકાવવા મનની જાગ્રતિ બક્ષજે.<br>
વળી અધિક પાપ થાય મનુમૂર્છના પામતાં<br>
નિશા સમય નીંદમાં—નવ ઉપાય જેનો કશો !<br>
મને મનની જાગ્રતિ સતત દિવસે, રાત્રિએ<br>
પ્રફુલ્લ ફુલ શું શિશુહૃદય આપજે, હે પ્રભો !

## કલ્પના ને વાસ્તવ

---

યૌવનની લહરીઓ જાગી,
વાસ્તવ જગજીવનને ત્યાગી,
મેં સુજને માની બડ ભાગી,
ખેલ્યા આભ વિહાર.
આભ અફાટ, હવા ખુશનૂમા
બંધન ઠાલ દિશાનાં ત્યાં ના,
ઝંખે આત્મા બનવા હૂમા,
ખેલે આભ વિહાર.
અહ્ વાદળસેના ચઢી આવી,
વિજળીની ચાબુક લગાવી,
કલ્પન ખગની પાંખ વિખેરી,
રૂંધ્યા આભવિહાર.
આંખ હવે આકાશે ઠરશે,
પાંખ હવે અવનિપે ફરશે,
મનબુદ્ધિની પાંખે કરશે.
આત્મન અવનિવિહાર

# તાહરી જો કૃપા

પ્રતિક્ષણ થતું મને સપનમાં દીવાસ્વપ્નમાં
"રચું અમર કાવ્ય, વાણી અરથે કલાયુક્ત ને
કવું ગહનગીત, હે ગહન! આભના ગુંબજો
ગજાવું ગરવા રવે, કવનમાં કવું કીર્તિને"!
ક્ષણે ક્ષણ થતું મને "નવરસે રચું કાવ્યને
અને સઘન કાવ્યના કુસુમમાં ભરી ભક્તિને,
વિનમ્ર ઉર ધારીને, ઉર અસૂર વિદારીને
ધરૂં કુસુમ તાહરે ચરણ હે રસો વૈસઃ"!
પરન્તુ ગ્રહું લેખિની કર વિષે, ઋજુ ઊર્મિઓ
વળી શિશુક કલ્પના, કંઈક ભાવ ને ભાવના
ઉમા પરમ ઇશ્વર સમ ઠરેલ વાગાર્થ ને
સમગ્ર રસ કાવ્યનાં સકળ અંગ ઊડી જતાં!
અને ઉર ઊંડાણમાં વસવસો રહે કેઃ 'રચી
જવું અમર કાવ્ય હે અજર! તાહરી જો કૃપા'!

## વિષાદ

---

સામાન્યતામાં સરકી જતું આ
આયુષ્યઃ અસ્તોદય સૂર્ય કેરો
થતો– ગણું જીવનપોથી કેરૂં
રે વ્યર્થ પાનું ગયું અર્થ હીન!
રચી કવિતો અગણિત રાચું
થે આત્મમાં મુગ્ધ, પરંતુ એ તો
વ્હેતી હવામાં તરતાં ક્ષણિક
રે કાલગર્ભે ક્યહીં લુપ્ત થાતાં!
અખંડ મારી પ્રભુ સાધનામાં
ભક્તિ, વિધિ, જ્ઞાન, ઉપાસનામાં
વર્ષો વહે તોય પ્રકાશ દિવ્ય
પામું નહીં, મૂર્ત કશું મળે ના.
આ જોઈને જીવનમાં કચવાટ જાગે,
રે આત્મ તોય નવ ધ્યેયની કેડી ત્યાગે!

## કાવ્ય વ્યાપાર

'ગાણું' ગાવું આજ તો ભીષ્મ ઇચ્છા.'
ના ઊર્મિ, શબ્દાર્થ ના, કલ્પના ના.
'ગાવું શું'? હૈયું ઉલેલી વસન્ત!
હૈયાની વજ્ર છાટેથી ગીત કેમેય ના ઝર્યું!
'ગાણું ગાવું ના કદા' વજ્રઇચ્છા
ત્યાં તો ફૂટે ધાણી શા શબ્દ અર્થ,
ઊર્વિની રોમાવલી જેવી ઊર્મિ,
માતા કેરા દૂધ શા ભાવ સ્ફૂરે,
વર્ષાનાં વાદળ સમી કલ્પનાઓ.
ખરે ન્હોતું ગાવું—
હૈયાની વાદળીમાંથી ગીત વર્ષા સમું ઝર્યું!

## પુનર્મિલન

સુવા શી સાંધ્યસુરખી સરકી નભે ક્યાં?
અંધારપૂર ઉમટયાં ઘન શાં નિશાનાં.
તેવે સમે સુભગ ભાગીરથી કિનારે,
'શ્રી રામનામ' ફરતાં તુલસી ઉચારે.
નિશાનું ઉર ભેદીને, ઢળે કર્ણે જયધ્વનિ,
ઢૂંઢવા ધ્વનિનું મૂળ દૃષ્ટિ દોડે દિશા ભણી.
સ્વામી સ્મશાન સમીપે નિરખે, સતી આ
બેઠી પતિ શબ કને, સ્થિર સ્નેહ યુક્તા.
છે પીળ ચંદનની ભાલ, ભરેલ સેંથે
સીંદુર, આભરણુ લગ્નદિને ધર્યાં જે.
ચંદ્રની સાથ ચંદ્રિકા સંધ્યા સૂર્ય સહે સરે,
પતિના પડછાયા શી નારી થાવા સતી ચહે.
આથી જ આપ્તજન ઉલ્લસી ચીસ પાડે
આનંદની, જયની એ સતીના, વદે કે
પુરોહિતો સુભગવેણુ, ચિતા રચે ત્યાં-
સ્વામી નિહાળી સતી આવતી પાસ, યાચે.
"હે ગોસ્વામી! ભણો વેણુ, શિક્ષા આશીરવાદનાં,
પતિ પંથે પળી પ્રીતે પામું સ્પર્શન પાદનાં."
સુણીને સતીનાં વેણુ સ્વામીજી ચિંતને સરે
લાધતાં ગહરાં જ્ઞાન વાણીનાં ઝરણાં ઝરે.

"હે ધર્મબ્હેન ! રચ્યું સ્વર્ગ દયાળુ દેવે
તેણે જ શું નવ રચી વસુધા અહીં આ ?
તો પૃથ્વી છાંડી શીઘ્ર સ્વર્ગ ચહે કહે તો ?
ના સ્વર્ગ ને નરક અન્ય સ્થળે, ઉરે છે."
સાંભળી સંતની વાણી મોહક્ષોભવિદારિણી
સ્વામીને સહજે પૂછે પ્રશ્ન એ ધૈર્યધારિણી.
'મુજને પતિ જો અહીં મળે
પરવા લેશ ન સ્વર્ગની ઉરે.'
સુણી સ્વભાવ સરલાં સતી વેણુ, સંત
પામે પ્રમોદ, વદતા "અયિ માત ! ચાલો
ગૃહે, અવશ્ય ફળશે તવ ભાવનાઓ
માસે, જશે અફળ સંત શુભાશિષો કે"?
આશા ને સંતના કોલે, શ્રદ્ધા ને ભક્તિ સંચ્છિત
નારી, હૈયે ધરી ધૃતિ, સંતની પૂંઠળે પળી.
ત્યાં તો વદે સ્વજન વજ્ર કઠોર વાણી
ડાંકે ઘડીની સતીને કુલટા પ્રમાણી.
પાષાણુ દે અવર, શાપ પુરોહિતો દે,
એ વત્સ શી તુલસીને પડખે લપાઈ.
પ્રાતઃ સમે વિહગ ગાન કરે વિભુનાં
ને સૂર્યરશ્મિ પડ યામિનીનાં વિદારે
ગોસ્વામી ગાય પ્રભુગીત; વિભુદયાનાં
ને મોહરાત્રિ વિધવાની પ્રગાઢ ભેદે.
વસુંધરા પૂંઠ પ્રદક્ષિણા ફરી
સુધાકરે એક કરી ન ત્યાં તો

સ્વામીજીના શામક દિવ્યજ્ઞાને<br>
નિશા ટળી ને દિલમાં દ્યુતિ ભરી.<br>
ઝરે તો દિવ્યશ્રુનયનથી, નહીં પાર્થિવ હવે<br>
કવે તો કીર્તિને ગિરિધરની, માયા કવન ના.<br>
અને ધોળાં વસ્ત્રો થકી પરમ સૌભાગ્ય ઝળક્યું<br>
જગન્માયા જાતાં, કિરણ પ્રભુતાનાં પ્રગટિયાં.<br>
સ્નેહી સ્વજનો બોલે માસાન્તે વેણ મર્મનાં,<br>
'થયો કાં જીવતો સ્વામી'?હા થયા ને મળ્યા પુનઃ'<br>
ચમક્યાં જનનાં ચિત્ત શબ્દની વીજળી પડયે,<br>
મૂઢ ભાવે પૂછે,'ક્યાં છો?દિઠ્યાઓઓરડેક્યહાં?'<br>
'હૈયાને ઓરડે મારે સ્વામી બેઠા સજીવન !<br>
સત્ય ને છે સનાતન !'<br>
ખરે ! નેત્રે રોમે, વદન કમલે દીપ્તિ ઝળકી !

## કરુણમંગલ પળે—

વસુન્ધરા પાંચ પ્રદક્ષિણા ફરી
આદિત્ય પૂઠે, જળ નવ્ય ફેરો
ફરે ત્યહીં માત ગઈ! સદા ગઈ!
પ્રતિ-કૃતિ શો મુક ની મને ગઈ!
ને આંખડી રોતી સદાયની રહી!
હવે પિતા માત બન્યા પરન્તુ
બની શક્યા ના, બની યે શકે કે?
નિર્વ્યાજ વાત્સલ્ય વહી શકે કે?
પુષ્પો-ઘડ્યું હૈયું ધરી શકે કે?
છતાં પિતાને વડલે શીળે ને
વડીલ ભ્રાતાની હુંફાળી ગોદે
ને અગ્રજાનાં મૃદુ રમ્ય ચુંબને
શિશુ મટી આજ યુવાન તો થયો!
શિશુ-યુવા કાળ મહીં નઠોર હું
વાત્સલ્ય-મૂર્તિ જનની ભૂલી ગયો!

આજે સહુ મંગલગીત ગાય—
જેથી પિતાને વદને પ્રભા છે
ને બંધુહૈયું છલકે પ્રમોદે.
છે બહેનના સ્નેહની વાત ન્યારી!
શાં લગ્નનાં ગીત મધુર ગાય!

પ્રશાંત કો અબ્ધિઉરે પરંતુ
અગોપ ધીકે વડવાગ્નિ ઉગ્ર.
સમીપ વ્હેતાં ઝરણાં કને કો
યોગીસમા ભવ્ય ઉભેલ અદ્રિને
પેટાળ જ્વાળામુખી તીવ્ર ધીકે;
એવું ધીકે આજ અગોપ ઉર!
આજે સહુ મંગલગીત ગાય!
અહો! સ્મૃતિના ગગને જડેલ,
કાલાભ્રનાં યૂથ થકી અદીઠ,
આજે થતાં એ વ્યવધાન દૂર
માતા થઇ દીઠ! સજીવ! નવ્ય!
જીવ્હા ધરી શૈશવસંસ્મૃતિ વદે,
વાત્સલ્યપ્હાના ઝરતા નિહાળું.
અહો! સરે સાંપ્રત, ભૂત જાગે,
યુવા સરે, દેહ ધરે શિશુરૂપ.
એ રૂપમાં તોતડી, ઘેલી બોલી,
રીસામણાં, રોદન, હાસ્ય, સ્નેહ,
શિશુક્રીડા, વિગ્રહ, ન્યાય માતનો
વાત્સલ્યથી પ્રેરિત પક્ષપાત.
ને ઊરઉઠ્યા લખ બાલકોડ
સૌ પૂરવાના જનની ઉધામા.
એ ત્યાગ! એ રાગ! અરે ઘણું બધું
અદૃષ્ટિથી ગોચર થાય આજ!
સ્વયં ઉઠે દારુણ પ્રશ્ન હૈયે:

'જો આજ માતા જીવતી હતે તો!'
ત્યાં લગ્નનાં ગીત મૃદુ સુણાય!
કરાલ ને કોમળ દર્શને આ.
દ્વિધા બને હૈયું, ડૂમો ભરાય.
શકું હસી ના, રડીયે શકું ના
'કરુણ' પર્યાય શું આવું થાય,
આજે સહુ મંગલ ગીત ગાય!
અદ્રિ સમા ભવ્ય પિતા છ્ મારે
ને છત્ર શા અગ્રજ છે પિતા શા.
ચંદા સમી બ્હેન—બધું છ્ તો યે
આજે ઉરે શી ભરતી ચડે આ!
આ શોકની—
આજે પિતાને વદને પ્રભા છે
ને બંધુ હૈયું શતધા ઝરે છે
સ્નેહે, અરે બ્હેનની વાત નોખી!
શાં લગ્નનાં ગીત મધુર ગાય!
મારૂં ધખે આજ અગોપ ઊર
આજે જ! આજે—

## બજવને !

વસંતે લીલુડાં વસન વસુધા ધારી નવલાં
શકે સોહે મુગ્ધા સુરસદનની સુંદરી સમી.
વનશ્રી વીણાને વનતણી બજાવે મલયથી
ચહે હૃત્તંત્રીયે લલિત બજવા, મૂક પણ એ!
નવી વર્ષા આવ્યે વરૂણ વિજળીની નખલીથી
છટાથી છેડે છે વિયતની વીણા ભવ્ય બજતી;
વહે વિશ્વે સૂરો જગત તરતું રમ્ય સલિલે
સરિતા ને સિન્ધુ મધુર રટતાં: મૂક ઉર આ!
બજાવે આદ્યન્તે મનહર નભોમંડળતણી
મહાવીણા રમ્યા અગમ મૃદુ દિવ્યાંગુલિ થકી.
તરે તારા, ઇન્દુ, સુર સરિત સૌ સૌમ્ય સ્વરમાં
ચહે હૈયા–વીણા નવલ ચગવા; હાય! મૂક એ!
સુસંવાદી, પૂર્ણું તવ ગીત, અપૂર્ણું મમ, પ્રભો!
કલાથી યોજીને, તું જ બીન સજાવી બજવનો!

## હવે–

---

અરે, ભોળા હૈયા! પ્રથમથી ન શું જાણતું હતું?
જગન્માયા! ના એ જલભરિત આષાઢ બદલી.
અરે એ વૈશાખી ઘનસમ, છતાં ચાતક બન્યું!
હવે તૃષ્ણા! આશા! વિરહ! રુદને જીવન વહો!

## જીવવાની ચાવી–

---

છે થાવું કાલવશ એ અનિવાર્ય ભાવી,
તો જીવ કાં નવ કરે વશ કાલને તું?
'સાધો યુગોનું ક્ષણમાં' જીવવાની ચાવી.
હું સાંપ્રતે ભૂત સહાયથી ભાવિ સાધું.

## કૈં સમજ પડતી નથી.

બાગમાં આંખો મળી ને ઉરમાં ઉમટી ગઈ,
કલ્પનાને તેજ કરતી ભાવની ભરતી થઈ.
બંધને ભીડું ત્યહીં વીજળી સમી સરકી ગઈ,
કો વનિતા ? કે કવિતા ? કૈં સમજ પડતી નથી.

## અનામી ફૂલને–

જગે જન્મી જોયાં જગતવનનાં કૈંક ફુલડાં,
રસે રૂપે ગંધે અભર અધિકાં, અલ્પ સભરાં.
ગુંથ્યાં દૃષ્ટિદોરે કંઈ, બહુ સ્મૃતિશેષ બનિયાં,
મહ્યું એકાકી તું ઉર, જીવનવ્યાપી મઘમઘે !

## અમર આશા

આજે મારૂં જીવનસહરા આગના ફાગ ખેલે.
છો ને ખેલે–
ક્યાં કે વર્ષા ગ્રીષ્મ પૂંઠે લપાતી
આવે જાણે સાસુ પૂઠે નવોઢા !

## જરા જો જો–

શકો ના જો વેરી જીવન પથમાં ફુલ્લ ફુલડાં,
જરા જો જો વેરો વિધિશર સમા કંટક નહીં;
પ્રકાશી જો તેજે મૃદુ, જીવનવાટે દ્યુતિ ભરો
શશિ શાં, એકાકી, વિમલ ચહું, કૃપા મસ લહું !

## તમારૂં મુખ

—

આ ગુંજતા ભ્રમર જોઈ અહીં, વિચાર્યું :
'નક્કી હશે સમીપ કુંજ ક્યહીંક, બાકી
પ્રકૃતિથી ચતુર આ મધુપો શું ભૂલે'?
જોયું, તદા નહીંજ કુંજ, તમારૂં મુખ!

## દુઃખ

—

વાગ્યા ભલે હૃદય કંટક કોટિ તીવ્ર.
ના લેશ દુઃખ ઉરમાં, દુઃખ માત્ર આ જ:
રે! ના ગુલાબ ક્યહીં કોટિક કંટકોમાં!

## મ્હેચ્છા

ઉપેક્ષા દુઃખની ટાળી, અપેક્ષા સુખની ત્યજી;
સર્જવી સ્થિતિ એવી કે જેમાં બ્રહ્મ રહું ભજી.

# ટિપ્પણ

પૃ૦ ૧૭ **તમારે આવ્યે તો** ૩: રતિદૂતી–કોકિલા. ૬: વ્યજન–વીંઝણો. વા મલયના–મલયગિરિના વાયુ. ૮: ગ્રીવા–ડોક. ૧૧: અનિલ–પવન. અનલ–અગ્નિ.

પૃ૦ ૧૮ **વસો પોતાનાં શાં:** ૧: ઉલટથી–સ્વેચ્છાથી, આકુડાં. ૩: ડેરા–મુકામ. ૪: અટક–સીમા. અમિત–માપ વિનાનું. ૧૦: કર્ષણ–આકર્ષણ. ૧૨· પ્રણયજલધિ–પ્રેમ સમુદ્ર. ૧૪· હિઝરત–છોડી ચાલ્યા જવું.

પૃ૦ ૧૯ **આપણ બે પ્રવાસી** ૩: કાલગંગ–સમયરૂપી ગંગા. ૬: આન્તર કોડપિ હેતુ, એ ભવભૂતિ વાક્ય. ૧૨ દુષ્કર–ભયકર. ૧૫ રસૈક્ય–રસની એકતા.

પૃ૦ ૨૦ ૧૯. શાસ્ત્રો ભાખ્યા મનુષ્ય પ્રકૃતિના ત્રણ ગુણો સત્ત્વ, રજસ, તમસ. ૩૮· શાશ્વત–સનાતન.

પૃ૦ ૨૧ **ત્હને હું ચાહ્યો છું.** ૧ દમ બ દમ–શ્વાસે શ્વાસે ૪ સ્પંદે–ધબકે. ૧૪ વાસ્તવમા માદા નહી પણ નરકોકિલ ગાય છે. અહીં તો રૂઢ કવિમાન્યતાને સ્વીકારી છે.

પૃ૦ ૨૨ **અજાણ્યા હૈયાને** ૧૧ નય સહજ–પ્રેમમા કુદરતી. ૧૩. સાન્નિધ્યે–સમીપમા, સોડમા. ૧૪. સુહૃદતા–સહૃદયપણું. ૧૬: પ્રતીતિ–ખાત્રી, વિશ્વાસ, જ્ઞાન

પૃ૦ ૨૩ **રખે તું કલ્પે કે** ૧· સપન–સ્વપ્ન. ૪ આવર્ત–મોજાં. ૫· વિપર્યાસ–ફેરફાર. ૭, ફુલ્લ–પ્રફુલ્લ. ૧૦: પ્રતિપક્ષે–દરેક

પખવાડિયે ૧૧ ઘનપટલ-ઘનરૂપી પડદો પર કરે-દૂર કરે. ૧૩ ઉપાધિ-વ્યક્તિમા રહેલો ધર્મ. ૧૪ યુગાન્તે-પ્રલયકાળે. હૃદયનુ તત્ત્વ-પ્રેમ.

પૃ૦ ૨૪ અધીરાં હંસોને ૪ બેસ્યે ને બદલે યબ્યે વાંચો ૫ અડવુ-લુખુ, વિચિત્ર. ૬ દિવ્યદ્વારો નભસમા-હૃદયના બારણા આકાશ જેવા ખુલ્લા છે

પૃ૦ ૨૫ ૧૯ બધિર-બહેરા ૨૨ સમયસલિલે-સમયરૂપી પાણીમા. ૨૬ વડવાગ્નિ-સમુદ્રના પેટાળમા છૂપો ધીકતો સનાતન અગ્નિ ભડ-ભડભડાટ ૨૮ લખ-લાખ ને લખલખાટ બને ૨૯ જગતનીડ-જગતરૂપી માળો ૩૪ ઉડ્ડયન-ઉડ્યે ઉડુ ૩૫ વિનિમય-આપ લે

પૃ૦ ૨૬ ૩૯ કમનબિસપાથેય-કમલતંતુ એજ ભાથુ છે જેનું કાલિદાસ ના પૂર્વમેઘના ૧૧મા શ્લોકની ત્રીજી પંક્તિ આ વૈરાગ્ય द्विसकिसलयच्छेद पाथेयवन्त ।ના સંસ્કાર પરથી

પૃ૦ ૨૭ રોષ કરે ના! ૨ કુપિત-ક્રુદ્ધ ૪ તૃષિત-તરસ્યુ. ૧૦ સલમાતા-જોડાતા ૧૨ ધૃતિ દે લાવણ્યે-જે સુંદરતા પણ પ્રકાશ પૂરે છે ૧૪ આધ્રજનની-મૂળ કારણ કે છેઅપહ્નુતિ અલંકારની પદ્ધતિનું કાવ્ય છે

પૃ૦ ૨૮ તમે જો ચાહો તો ૧ વ્યથિત-દુખી ૨ 'સકલ રચના છે કુદરતી'-કાન્તની પ્રસિદ્ધ પંક્તિ ૬ વ્યવધાન-અંતર પડદો, આડ ૭ અધૂર્ં ચાહો એ તો આહત અનુકંપા, એના કરતા તો તલમાત્ર ન ચાહો તો ગોણી કૃપા માનીશ

પૃ૦ ૨૯ સનાતન વાંછા: ૧ સંચિત કર્મ-કર્મ બે પ્રકારના પ્રારબ્ધ ને સંચિત. પ્રારબ્ધ કર્મ-જેના ફળનો આરંભ થઈ ગયો છે તે જેના ફળ આપણ વર્તમાન દશામાં ભોગવી રહ્યા

છીએ, જેના ફળને લીધે આપણને જન્મ, સંબંધ, બુદ્ધિ, દેશ, કાલ વગેરેના સંબંધોમાં આપણે જોડાયા છીએ. સંચિતકર્મ–જેનું ફળ આપણે ભવિષ્યમાં ભોગવવાનું છે, પરંતુ જે કર્મો આપણે માટે જમા પેટે રહેલાં છે–જે કર્મોનો નાશ જ્ઞાન વિના થતો નથી. પ્રારબ્ધ ભોગવ્યેજ છૂટકો. એનો નાશ ભોગ વિના બીજા કોઇ ઉપાયે થતો નથી. ૪: યુગાન્તરે–બીજા યુગમાં. ૧૧: સુધાંશુ–ચંદ્ર.

પૃ૦ ૩૦ **ચહું સમષ્ટિ સહજમાં:** ૧: પરિમિત–આપેલું ૨: કૃપણતા–કંજૂસાઇ. ૩: અનુચિત–અયોગ્ય. ૧૪: વ્યષ્ટિ પ્રેમી–વ્યક્તિ પ્રેમી. સમષ્ટિ–માનવજાત. સહજમાં–સ્હેજમાં.

પૃ૦ ૩૧ **તને મેં ચૂમી છે:** વિપ્રલંભદશામાં લખાયેલાં કાવ્યોમાં પ્રચ્છન્ન પ્રણયકેલીનું નિર્દંભ સ્મરણ વર્ણન આવે એવું ઘણીવાર બને છે. અતિચોખલિયા વાંચકોનો રસાત્મા કચવાય, સુગાય તો માફ. ૬: પ્લાવિત–તરબોળ. ૯: પરાં–દૂર. ગગન ને પૃથ્વીની દાંપત્યની કલ્પના તો ગૃહ્યસૂત્રના વિવાહવિધિ જેટલી પ્રાચીન. પર્જન્ય–વરસાદ ને ધરાની કલ્પના ઋગ્વેદની.

પૃ૦ ૩૨ **નવા વર્ષે:** ૫: નયન નભનું–સૂર્ય. ૯: ધ્રુવમતીપા કાયમ ટકતી મનની ભાવના.

પૃ૦ ૩૩ **સ્મરી તને** ૩ તોષી–સંતોષી. ૪. નીંદી–ઉખેડી. પડતર ધરા–પડી રહેલી, ઉપયોગમાં ન લેવાયેલી, ખેડયા વિનાની પૃથ્વી. ૯: આલંબે–આશ્રય. છેલ્લી બે પંક્તિ ગીતાના બીજા અધ્યાય–સાંખ્યયોગના–૨૮ મા શ્લોક પરથી.

અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત।
અવ્યક્ત નિધનાન્યેવ તત્ર કા પરિદેવના॥

પૃ૦ ૩૪ **અવલંબન:** ૨: કબ્રશાંતિ–શાંતિ ખરી પણ કબરની.

૪: ચમક–તેજી. ૧૦: મનીષાઆભ–મનનું ભાવનારૂપી આકાશ. ચાક લેતું–ચક્કર ચક્કર ફરતું. ૧૧: ઉધામા–ધમપછાડા. ૧૩: તડપે–તરફડે. જીવનગીન–જીવનરૂપી માછલું. નૈરાશ્યસહરા–નિરાશારૂપી સહરા રણ.

પૃ૦ ૩૫ ગ્રીષ્મની વર્ષા: ૩: દ્વીપદશા–વિયોગ દશા. મેઘનું આનેહિક જેને 'આઇસોલેશન' કહે છે તે. ૩: દળતી–પીસી નાખતી. ૭: વર્ષા પ્રપાત–વર્ષાની ઝડી. ૮: ગલિત–ગળી ગયેલું. ૧૧: સિંધુની ગભીરતા શી ઉરસ્નેહ ને આજ શો યન્ત્ર અતાગ વિયોગ!

પૃ૦ ૩૬ પ્રિય અધિક વર્ષા, શરદથી: ૧:લવ–રજમાત્ર. સાંપ્રત–વર્તમાન. ૭: મળ–મેલ, કાદવ. પ્રસ્તરી રહી–ફેલાઇ રહી. ૧૦: દગ્ધે–બાળે. ૧૧: સ્મૃતિના વિસ્મરણના પ્રયત્નમાંજ સ્મૃતિ દૃઢ થાય છે. ૧૨: દ્વિગુણિત–બમણો. ૧૫-૧૬: સ્નેહમાં પરાધીન સ્થિતિનો સ્વેચ્છા સ્વીકાર એની વાતો ઓર જ છે।

પૃ૦ ૩૭ ૧૮: ભૂવક્ષ–પૃથ્વીની છાતી. ૨૨: વર્ષાના પ્રથમ જલના કાંપથી ડહોળાયેલું. ૨૩: નયઆષાઢ–પ્રેમ રૂપી સૂર્ય.

પૃ૦ ૩૭ અદૃષ્ટને વંદના· ૧: 'માં' પ્રત્યય સંસારને લાગવો જોઇએ ધ્વાન્ત–અંધકારરૂપી મોજાં. ૨: દિક્કાલાન્તર–દિશા ને કાલનું અંતર.

પૃ૦ ૩૮ મને તો શ્રદ્ધા છે: ૨-૩ કાન્તની–'નથી તાર એ હૈં'. 'નિસર્ગે બંધાતી'. નિસર્ગે–કુદરતે, કુદરતી રીતે. ૫· મ–મને. ૧૦: તમારો સ્નેહ એજ માઁ જીવનમગ.

પૃ૦ ૩૯ ૨૨: કોટિકદરા–કરોડવાર ૨૪. આરમાં–આડમાં.

પૃ૦ ૪૦ કુમારી પ્રિયસીને· ૧: અપાદપન કાં-સ્નેહભર્યા. પાંઉ·

ન્મુખ–વરસવાની તૈયારી કરતાં. ૩: મૃગસલિલ–મૃગજળ. ઇન્દ્રવરણાં-દેખાવે સુંદર પણ આરોગતાં કડવાંવખ જેવાં ફળ. શરદમેઘ–હાલાં. ૯: ઉપરથી શીળા દેખાતા ઉરમાં જ્વાલામુખી ધખે છે. ૧૧: સ્મૃતિકીટ–સ્મૃતિરૂપી કીડા. ૧૨: ફટાકડાની વાટ બળે ને ચરરર થાય તેમ. ૧૪: તેજના કુસુમ–તારા. ૧૭: વિતથ–વ્યર્થ. ૨૦: ઘણા 'અભખરો' પણ વાપરે છે.

પૃ૦ ૪૧ તને હૃદય શું કહું? ૬: મૂઢ–મોહ પામી આંધળું બનેલું. ૭: રુઝ–ક્ષત. ૮: શ્રમવન–શ્રમણારૂપી જંગલ.

પૃ૦ ૪૨ ૨૦: સ્વ. ન્હાનાલાલની. ૨૬: પ્રેય–ફલની ઇચ્છાએ કરેલાં કર્મો–શરૂમાં ગુલાબી, અંતમાં કંટક સમાન. શ્રેય–બંધનને ત્યજી દેનારાં, મોક્ષ આપનારાં કર્મો. શરૂમાં કંટક સમાન, અંતે ગુલાબી.

પૃ૦ ૪૨ જીવન જીવીએ: ૩: હારણદશા–રેતલ રાંકડું સાંકડું પરાજીત માનસ.

પૃ૦ ૪૩ હવે હદ થઈ: શરૂમાં શીર્ષક રાખેલું. 'સ્મરણોને' ૩: વસંત પગલે–હાસ ઉજાસ ને ઉલ્લાસ સાથે. ૮: હૃદયના આગળા ને મનની ખીડકી આકાશ જેવાં ખુલ્લાં રાખ્યાં. ૧૪: શ્રમિત–થાકીને લોથપોથ થયેલું.

પૃ૦ ૪૪ સુધાને: ૧: ગુરુપત્ની રોહિણી સાથેના કુછંદનું પ્રતીક તે ચંદ્રભાલે આ કશ્મલ–કલંક.

પૃ૦ ૪૫ સખીને: ૧૨: આદ્યન્ત–આદિ અને અંત.

પૃ૦ ૪૬ ૨૦: સેનેકાની ઉક્તિ. ૨૭-૨૮: જીવન વહો નહીં પણ જીવો.

પૃ૦ ૪૭ જો ભાગ્યાં મિલનો: ૧: જ્વાલામુખી, વડવાનલ, કલિયુગ ને વિરહી જેવો ગ્રીષ્મનો તાપ. ૪: રામના કરૂણરસ જેવો. બધેથી બંધ વાસણમાં ઉકળતા બફાતા પદાર્થ જેવો. ૬:

બર્હી–મોર. ૭: ભૈરવી–ભયંકર. ૯: સુવાસિની–સૌભાગ્યવતી. નભ: પ્રાંગણે–આકાશને આંગણે. ૧૨: આશ્લેષે–જોરે.

પૃ૦ ૪૮ જ્વાલા જીરવવી: ૩: આત્મા ગામેતરે ગયો. ૧૦: સ્વાસ્થ્યે–તને મને સ્વસ્થ–સ્વ–સ્થ રહેવું. ૧૪: કજળી જતી આ ચિતા મારા હૈયામાં નવી ચિતા ચેતાવશે.

પૃ૦ ૪૯ પરિવર્તન: ૩: રેણુ–રેતી, રજકણ. ૫: પુરાનવ–જૂની છતાં નવી. ૧૦: પ્રલંબતી–દૂર દૂર લંબાતી.

પૃ૦ ૫૦ ૪૨: ભગ–સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન ને સત્તા જેમાં હોય તે. ૪૩: અંબર–આકાશ

પૃ૦ ૫૨ મંગલાષ્ટક: ૨: યોગ–અહીં તાકડો. ૧૬: સિદ્ધાર્થ–અર્થ, લાભ સિદ્ધ કર્યો છે તે. ૧૮: વસિષ્ઠ–ઈંદ્રિયોનો રાજા–મન. ૧૯: અરુંધતી–જે મનની શક્તિને રૂંધે નહીં પણ સદ્દશાર આપે તે–બુદ્ધિ.

પૃ૦ ૫૩ ૨૧: વેદમાં પત્ની સૂક્ત છે તેમાં પવન તૃણને ડોલાવે તેવો પતિ પત્નીનો સુભગ ને સુકોમળ સંબંધ કલ્પ્યો છે. ઉન્મૂલન નહીં, સ્હેજ ડોલન. ૨૯: સાંખ્યમત પ્રમાણે બંને અંધપંગુ જેવાં સૃષ્ટિના સ્વતંત્ર સર્જનમાં પરસ્પર પૂરક છે. ૩૧: ઘારા–આકાશ.

પૃ૦ ૫૩ હેમન્તની શર્વરી: ૩: ઉત્પથગામી–અવળે માર્ગે જનાર.

પૃ૦ ૫૪ ખોવાયલા કવિતાના બંડલને: ૧: પ્રતિભા–નવા નવા ઉન્મેષ રચતી, અપૂર્વ વસ્તુ નિર્માણ ક્ષમ બુદ્ધિ. ૩: દમયંતીનું પરવું બાળક કુબડું લાગે બીજાને મન પણ માતાપિતાને મન તો રૂપરૂપનો અંબાર જ લાગે. ૧૮: રોતાં કૂળો–રડતાં બાળકો.

પૃ૦ ૫૪ ૧૯: અર્ધમાત્રા લાઘવેન પુત્રજન્મોત્સવં મન્યન્તે વૈયાકરણા:

પૃ૦ ૫૫ ૩૩: રૈંછોપૈંછ–દમ કે માલ વિનાનાં.

પૃ૦ ૫૬ ઘોડા ગરતના  શાળા કૉલેજનો અભ્યાસ પૂરો કરી સંસ્થા છોડતા ને સંસારમાં પ્રવેશતા વિદ્યાર્થી-મિત્રોને સંબોધીને લખાયેલું

૨ ગરાના-અછોડો, ગાસ કે લગામ ૧૪ જગત ઘૂમો, ખૂંદો પણ ત્યારે યે વછેરા હતા ત્યારે ચર્યા હતા તે ડુંગો ચારો, વૈડૂર્યમણિ શું પોષેલું અમનજન ને શાળા કૉલેજરૂપી વન એ બધું રખે ભૂલતા

પૃ૦ ૫૭ ભલે આવ્યા: પુત્રના જન્મટાણે લખાયેલું.

૫.૬ ઉદરસ્થ ગર્ભની મુક્તિની આપણી માન્યતા

૭ વૈષ્ણવી હવા—આ જગતની હવા

પૃ૦ ૫૮ સખે' કૉલેજના સહાધ્યાયી, કૉલેજમાં દાખલ થયા તે પહેલાં નોકરી કરતા ત્યારે પણ સહગામી, સંસારમાં પડયા પછી થયેલા જીવનમિત્ર, વયમાં સગા પણ મોટાભાઈશા પ્રો બોગીલાલ જયચંદભાઈ સાંડેસરાને ઉદ્દેશીને લખાયેલું ૧ 'ભવ્ય' ને બદલે 'રમ્ય વાંચવું. ૯ કાં કે—કારણ કે

પૃ૦ ૫૯ કોલસો: પોતાની આત્મકથા કહે છે ૨ નંદતો—આનંદતો ૩ પૂષન—સૂર્ય

પૃ૦ ૬૦ આકાશી મેઘને ૯ ગગનસાયર—ગગનસમુદ્ર ૧૨ ખનક—દુનિયા ૧૬ પંચાગ્નિતપ—પાર્વતીએ ચાર દિશાઓમાં ચાર અગ્નિ તપાવી માથે ગ્રીષ્મનો સૂર્ય લઈ તપ કરેલું તે

પૃ૦ ૬૨ ૨૧ ઊંઘ્રીવા—ઉંચી ડોક

પૃ૦ ૬૨ ૪૯ નવજીવન—નવું પાણી ને નવું જીવન બંને

પૃ૦ ૬૩ અગમ્ય વેણુ' સરોજિની નાયડુના 'The Flute-Player of Brindaban' કા-વનો અનુવાદ

પૃ૦ ૬૪ ૧૭: જહન્નમ—નરક. જન્નત—સ્વર્ગ. ૨૦. અવકાશ—આકાશ. ૨૨: વ્યવધાન—અંતર, આડ પડદો, કોઈ વસ્તુ વચમાં આડી આવવી તે.

પૃ૦ ૬૫ યુવાની રહસ્ય: ૧: નિયત—નક્કી કરેલ. ૧૨: નત—નીચું. ૧૪: ઉડુ—તારા. ૧૬: પ્રતિકાર શક્તિ—સામનો કરવાનું બળ. મારા સ્નેહી શુભેચ્છક પ્રો. ઉપેન્દ્ર શર્મા ત્રિવેદીએ 'The Secret of Youth' નો એક ગદ્ય ટૂકડો એમના ઉપયોગ માટે મને અનુવાદ કરવા આપેલો. પહેલો અનુવાદ અતિ સંસ્કૃતમય થયેલો. આ બીજો અનુવાદ પણ એ દોષથી મુક્ત નથી.

પૃ૦ ૬૭ કરુણાન્ત નાટક: મેરી ઈ. કૉલરિજના 'In London Town' કાવ્યનો મુક્ત અનુવાદ. દેવપંખીના દર્શનથી નિર્દોષ બાળકોને થતો સહજ નિર્ભેળ આનંદ ને તેના વિરોધમાં પ્રૌઢ લોક ટોળાનો ક્રૂર કંજુસ સ્વભાવ એનુ આલેખન એ કાવ્યનો વિષય.

પૃ૦ ૭૫ સનાતન સંબંધ: ૨ ગહેકે—કેકા કરે. ૩. સુધાકર—ચંદ્ર. રજની—રાત્રિ. ૫. પ્રભાકર—સૂર્ય. ૧૦. મધુકર—ભ્રમર.

પૃ૦ ૭૬ રે મન !. ૨. ત્રિતય—કામ, ક્રોધ, લોભ. ત્રિતય જીતે તે ત્રિલોકીને જીતે.

૧૩: રસના—જીભ. ૧૫: ન ભવતિ બિસતન્તુ વારણં વારણા-નામ્। એ ભર્તૃહરિનું.

પૃ૦ ૮૧ કલ્પના ને વાસ્તવ: ૩: બડભાગી—મહાભાગ્યશાળી. ૫: ખૂશનુમા—તાઝગીભરી. ૭; હુમા—ફીનીક્સ. પૂર્વ ઈરાનનું કલ્પના પંખી. નિત્યનવીન, નિત્યયુવા ને નિત્યમધુર—એના પ્રતીકરૂપે. ૧૧: કલ્પનખગ—કલ્પનારૂપી પક્ષી

પૃ૦ ૮૨ **તાહરીજો કૃપા:** ૧૧: કાલિદાસ: વાગર્થાવિવ સંપૃક્તૌ વાગર્થપ્રતિપત્તયે । જગત: પિતરૌ વન્દે પાર્વતી પરમેશ્વરૌ ॥

પૃ૦ **પુનર્મિલન:** ૪: તુલસી–મહાત્મા તુલસીદાસ. ૧૨-૧૨ કાલિદાસના 'કુમારસંભવ'માં શશિના સહ યાતિ કૌમુદી સહ મેઘેન તડિત્પ્રલીયતે । પ્રમદા: પતિ વર્ત્મગા ઇતિ પ્રતિપન્નં હિ વિચેતનૈરપિ ॥ ૧૩: આપ્તજન–સ્વજન. ૨૪: મિલ્ટન, ગીતા. ૪૩:૪૪ એક માસની અવધ વીત્યે. હું ભૂલતો ન હોઉં તો આ કાવ્ય ટાગોરના 'સ્વામી લાભ' કાવ્ય ઉપરથી લખ્યું છે.

પૃ૦ **કરુણ મંગલ પળો:** ૧-૨: પાંચ વર્ષ વહી જતાં ૨: નવ્ય-નવો. ૧૨: અગ્રજા–મોટી બહેન. ૨૯: કાલાભ્રનાં જૂથ–કાળરૂપી વાદળનાં જૂથ. ૩૪. સાંપ્રત–વર્તમાનકાળ. ૫૩: અગ્રજ–મોટાભાઈ. બાલ્યાવસ્થામાં ગુમાવેલી માતા લગ્ન વખતે સ્મૃતિને ભરી દે છે તેનું આલેખન.

પૃ૦ **બજવને:** ૧ વસન–વસ્ત્ર. વસુધા–પૃથ્વી. ૩: વનશ્રી–વનલક્ષ્મી. ૪. હૃતત્રી–હૃદયતંત્રી ૬ વિયતનીવીણા–આકાશ વીણા.

# ક્રમ

# મુદ્રાદોષો

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮ | ૧૬ | ઉરતો | ઉર તો |
| ૪૭ | ૬ | કલા? | કલા. |
| ૪૮ | ૧૨ | તુહી તુહી ! | તુંહી તુંહી ! |
| ૫૫ | ૧૫ | રૂંપે | રૂપે |
| ૫૯ | ૮ | કારમાં ! | કારમા ! |
| ૬૧ | ૧૯ | થઓ, | થાઓ, |
| ૬૩ | ૧૩ | સુવર્ણના | સુવર્ણનાં |
| ૬૮ | ૯ | માસ | માસ |
| ૮૦ | ૫ | મનુ | મન |
| ૮૨ | ૮ | વેગ: | વેગ |
| ૮૭ | ૩ | દિવ્યઅ | દિવ્યાઅ |
| ૮૮ | ૪ | મુક્તી | મુક્તી |
| ૯૧ | ૧ | ગુંજતા | ગુંજતા |